જૈન શિક્ષાવલી પુષ્પ નવમું



# મંત્રસાધન

卐

લેખક
સાહિત્યવારિધિ શતાવધાની પંડિત
**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**

*

પ્રકાશક
**જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર**
મુંબઈ – ૯.

મૂલ્ય પચાસ નયા પૈસા

# પ્રકાશકનું નિવેદન

જૈન મહર્ષિઓએ જીવનની સુધારણા માટે જે તત્ત્વજ્ઞાન ઉપદેશ્યુ છે તથા જે આચારની પ્રરૂપણા કરી છે, તે સહુ સરળતાથી સમજી શકે તે માટે જૈન શિક્ષાવલીની યોજના હાથ ધરવામા આવી છે હાલ તેમા બાર પુસ્તકો પ્રકટ કરવામા આવે છે, પરતુ સયોગો વધારે અનુકૂળ દેખાશે તો તેમા બીજા પુસ્તકો પણ પ્રકટ કરવામા આવશે

આ પુસ્તકો દીર્ઘચિંતન-મનનના પરિણામે સુંદર શૈલીમાં લખાયેલાં છે, એટલે તે સહુને પસદ પડશે એમા શકા નથી

જૈન શિક્ષાવલીની યોજના સાકાર બની તેમા અનેક મુનિરાજો, સસ્થાઓ અને ગૃહસ્થોનો સહકાર નિમિત્તભૂત છે ખાસ કરીને પ પૂ. આ મહારાજશ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી, તેમના વિદ્વાન શિષ્ય રત્ન મુનિરાજશ્રી કીર્તિવિજયજી, પ પૂ. આ મહારાજશ્રી વિજયપ્રેમ સૂરીશ્વરજીના શિષ્યરત્નો પૂ પ મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી, પૂ. મુ શ્રી ભાનુવિજયજી, તથા પૂ. મુ શ્રી કુંદકુંદવિજયજી તેમજ પ પૂ. આ મહારાજશ્રી વિજયજબૂસૂરીશ્વરજી, તેમના શિષ્યરત્ન મ શ્રી રૈવતવિજયજી અને પ પૂ આ મહારાજશ્રી વિજયઅમૃતસૂરીશ્વરજીના વિદ્વાન શિષ્યરત્ન પૂ. પ મ. શ્રી ધુરંધરવિજયજી તથા પ પૂ. આ મહારાજશ્રી વિજયધર્મસૂરિજીના શિષ્યરત્ન મુનિશ્રી યશોવિજયજી વગેરેએ આ યોજનાને સત્કારી તેને વેગ આપવામા કિંમતી સહાય આપી છે, તે માટે તેમનો ખાસ આભાર માનીએ છીએ. ઉપરાત શેઠ માણેકલાલ ચુનીલાલ, શેઠ ચદુલાલ વર્ધમાન, શેઠ ચતુરભાઈ નગીનદાસ (એલગામવાળા), શ્રીમાન બી કે શાહ, યોગી શ્રી ઉમેદચદજી, શ્રી નાગકુમાર મકાતી તથા જૈનધાર્મિક શિક્ષણસઘ-મુબઈના કાર્યવાહકો શ્રી પ્રાણજીવન હ ગાધી વગેરેએ આ કાર્યમાં સહકાર આપી અમને ઉત્સાહિત કર્યા છે, તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ. આ પુસ્તકોમા વિજ્ઞાપન આપનાર દરેક સસ્થાઓના પણ અમે આભારી છીએ.

પ્રકાશક.

# વિષયાનુક્રમ



॥ ॐ ह्रीँ अर्हं नम ॥

# મંત્રસાધન

## ૧–વિષયનિર્દેશ

મત્રનો મહિમા મુનિવરોએ મુક્તકઠે ગાયો છે, મત્રશક્તિનો પ્રભાવ યોગશાસ્ત્રીઓએ છૂટથી વર્ણવ્યો છે અને મત્રવાદીઓના પરાક્રમો પડિત પુરુષોએ પૂરી દીલ ચસ્પીથી રજૂ કર્યા છે, તેથી પ્રસ્તુત નિબધમા અમે મત્ર સાધન વિષે કેટલીક વિચારણા કરવી યોગ્ય માની છે

## ૨–કેટલીક ભૂલભરેલી માન્યતાઓ

મત્રસાધન જેવી એક શાસ્ત્રીય-વૈજ્ઞાનિક પ્રક્રિયા વિષે આજે લોકોના મનમા અનેક ખોટા ખ્યાલો પ્રવર્તી રહ્યા છે, ખોટી માન્યતાઓ ઘર ઘાલી ગઈ છે, એ ખરેખર! ઘણું ખેદજનક છે કેટલાક એમ માને છે કે આધ્યાત્મિક પ્રગતિ માટે મત્રસાધન આવશ્યક નથી કેટલાક એમ માને છે કે મત્રસાધન આગળના જમાનામા ફલદાયી થતુ પણ હાલ ફલદાયી થતુ નથી, એટલે ફોગટનો પરિશ્રમ શા સારૂ કરવો ? કેટલાક એમ માને છે કે જેને મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે કરવુ હોય તે મત્રસાધન કરે, માટે આપણે તેનાથી દૂર રહેવુ કેટલાક એમ માને છે કે મત્રસાધન કરતા કઈ ભૂલચૂક થાય તો આપણું આવી બને માટે તેને નવગજના નમસ્કાર કરવા. આવી આવી માન્યતા-

ઓને લીધે આજે મંત્રસાધનની પ્રવૃત્તિ મંદ પડી ગઇ છે અને કેટલાક તો તેને એક પ્રકારનું ધતીંગ કહેવાની હદે પણ પહોંચી ગયા છે, તેથી પ્રથમ આ માન્યતાઓનું નિરાકરણ કરીએ

## ૩–આધ્યાત્મિક પ્રગતિ માટે મંત્રસાધન આવશ્યક છે.

આધ્યાત્મિક પ્રગતિ ઇચ્છનારા જૈન, બૌદ્ધ અને વૈદિક એ ત્રણે ધર્મે મંત્રસાધનનો સ્વીકાર કરેલો છે, એટલે આધ્યાત્મિક પ્રગતિ માટે મંત્રસાધન આવશ્યક નથી, એમ માનવું ભૂલભરેલું છે આધ્યાત્મિક પ્રગતિ માટે મંત્ર સાધન આવશ્યક ન હોત તો અર્હંતો તેનો ઉપદેશ શા માટે કરત ? અને ગણધરો તેને સૂત્રાકારે શા માટે ગુંથત ? એ પણ આપણે વિચારવું જોઇએ

અહીં કોઈ એમ કહે કે 'અર્હંતોએ મંત્રનો ઉપદેશ કયાં કર્યો છે ?' તો એ કથન વ્યાજબી નથી ''अर्हद्‌ वक्त्रप्रसूत गणधररचित द्वादशाग विशाल' એ પંક્તિ જૈન શાસનમાં પ્રસિદ્ધ છે તેનો અર્થ એ છે કે વિશાલ દ્વાદશાંગી અર્હંતોના મુખમાંથી નીકળી અને ગણધરો વડે રચાઈ આ દ્વાદશાંગીમાં બારમું અંગ દૃષ્ટિવાદ હતું, તેના પાંચ વિભાગો પૈકી ત્રીજા વિભાગમાં ચૌદ પૂર્વો આવતા હતા તેમાં દશમું પૂર્વ વિદ્યાપ્રવાદ નામનું હતું, જે અનેક વિદ્યા અને મંત્રોથી ભરેલું હતું આ માહિતી આપણને શ્રીનંદિસૂત્ર વગેરે માન્ય ગ્રંથોથી મળે છે એટલે

અર્હંતોએ વિદ્યા–મન્ત્રનો ઉપદેશ કરેલો અને ગણધરોએ તેની અક્ષરરચના કરેલી એ હકીકત પ્રમાણભૂત છે.

મન્ત્રમય ઉવસગ્ગહર સ્તોત્ર શ્રી ભદ્રબાહુસ્વામીએ વિદ્યા પ્રવાદ પૂર્વમાંથી ઉદ્ધરેલુ છે, એવા ઉલ્લેખો પ્રાપ્ત થાય છે, તેમજ બીજા મન્ત્રો સબધમા પણ એવો નિર્દેશ મળે છે વિદ્યાનુશાસન નામના એક મહાન મન્ત્રગ્રહ ગ્રથના કર્તા શ્રી ઇન્દ્રનન્દિએ પોતાના ગ્રથના આરંભમાં આ વસ્તુ સ્પષ્ટ કરી છે, તેમજ શ્રી શુભચદ્રાચાર્યે રચેલા જ્ઞાનાર્ણવના ૩૮મા પ્રકરણમા આપણને નીચેની ગાથાઓ જોવા મળે છે

> श्री वीरवदनोद्‌गीर्णा विद्या चाचिन्त्यविक्रमाम् ।
> कल्पवल्लीमिवाचिन्त्यफलसंपादनक्षमाम् ॥

'શ્રી વીર પ્રભુના મુખમાથી નીકળેલી વિદ્યાનુ ચિંતવન કરે એ વિદ્યા અચિંત્ય પરાક્રમવાળી છે અને કલ્પવેલીની સમાન અચિંત્ય ફલ આપનારી છે (આ વિદ્યા 'ॐ जोगे मग्गे　　' પદથી શરુ થાય છે )

> मन कृत्वा सुनिष्कम्प तां विद्या पापभक्षिणीम्।
> स्मर सत्त्वोपकाराय या जिनेन्द्रै प्रकीर्तिता ॥

'મનને નિશ્ચલ કરીને એ પાપભક્ષિણી વિદ્યાનુ સ્મરણ કર કે જેને સમસ્ત જીવોના ઉપકારાર્થે શ્રી જિનેન્દ્ર ભગવાને કહી છે' ( ॐ अर्हन्मुखकमलवासिनी　　. स्वाहा' એ પાપભક્ષિણી વિદ્યા છે)

પરંતુ સત્ય હકીકત એ છે કે મન્ત્રસાધનની મહત્તા

આપણે જાણી નથી, તેના વિષે માત્ર ઉડતી વાતો જ સાંભળી છે અને તેના પરથી અભિપ્રાય બાંધી લીધો છે, તેથી જ આવી માન્યતા પ્રચલિત બની છે. મંત્ર એ મન-રૂપી આખલાને નાથવાનું મજબૂત દોરડું છે અને ધ્યાન સિદ્ધિનું પુષ્ટ આલંબન છે, એ હકીકત કેટલા જાણે છે? જો આ હકીકત ધ્યાનમાં હોય તો 'આધ્યાત્મિક પ્રગતિ માટે મંત્રસાધન અનાવશ્યક કે બીનજરૂરી છે' એવી માન્યતા બંધાય શી રીતે? આધ્યાત્મિક પ્રગતિમાં મુખ્ય વાત જ મનને સ્થિર કરવાની છે આ વસ્તુ થોડા વિવેચનથી સ્પષ્ટ કરીશું

મન મર્કટ જેવું ચંચળ છે અને ધજાની પૂંછડી જેવું અસ્થિર છે, તેથી તે નિરંતર વાતા પવનની માફક વિષયોમાં સ્વચ્છંદે રખડે છે અને જીવોને સંસારરૂપી ખાડામાં ધકેલી દે છે મહાત્મા આનંદઘનજી કહે છે કે—

मुगति तणा अभिलाषी तपिया,
ज्ञान ने ध्यान अभ्यासे ।
वयरीडु कइ एहवु चिंतवे,
नाखे अवळे पासे हो कुंथुजिन ।
मनडु किम हि न बाजे

'મુક્તિની અભિલાષાથી કેટલાક તપ આચરે છે અને કેટલાક જ્ઞાન તથા ધ્યાનનો અભ્યાસ કરે છે, પણ અસ્થિર મન એ બધાનું વૈરી છે, કારણ કે તે ગમે ત્યારે ગમે તેવું ચિંતન કરવા લાગી જાય છે ને તે બધાને અવળે પાસે

નાખી દે છે, અર્થાત્ તેમની બધી બાજી બગાડી નાખે છે હે કુંથુનાથ ભગવાન્! આ રીતે મન કોઈ રીતે વશ થતું નથી '

ઉપાધ્યાયશ્રી યશોવિજયજી મહારાજ એક પદમા કહે છે કે—

जब लग आवे नहि मन ठाम,
तब लग कष्टक्रिया सवि निष्फल ज्यों गगने चित्राम ॥१॥
जब लग

જ્યા સુધી મનુષ્યનુ મન ઠેકાણે આવે નહિ, અર્થાત્ સ્થિર થાય નહિ, ત્યા સુધી તે ગમે તેની કષ્ટભરેલી ક્રિયાઓ કરે તે નિષ્ફળ છે દાખલા તરીકે આકાશમા ચિત્ર દોરવાનો પ્રયત્ન કરીએ તો પરિણામ શું આવે? કઇ જ નહિ

એ જ પદમા તેઓ આગળ શુ કહે છે? તે પણ સાભળો —

मुंड मुंडावत सब हि गडरिया,
हरिण रोझ बन धाम,
जटाधार वट भस्म लगावत,
रासभ सहतु है घाम—जबलग ॥ ३ ॥
एते पर नहीं योग की रचना,
जो नहि मन विश्राम,
चित्त अंतर पर छलवे चुर्चितवत,
कहा जपत मुख राम—जबलग० ॥ ७ ॥

કોઇ એમ માનતુ હોય કે અમે માથુ મુડાવ્યુ માટે

યોગી થયા તો એ માન્યતા ખોટી છે, કારણ કે માથુ તો બધાં ગાડરો મુંડાવે છે કોઇ એમ માનતુ હોય કે અમે વનમાં વસીએ છીએ, માટે યોગી થયા તો એ માન્યતા ખોટી છે, કારણ કે હરણ અને રોઝ વનમા જ વસે છે કોઈ એમ માનતુ હોય કે અમે મોટી જટા વધારી એટલે યોગી થયા તો એ માન્યતા ખોટી છે વડનુ ઝાડ મોટી જટા કયા વધારતુ નથી? અને કોઈ એમ માનતુ હોય કે શરીરે ભસ્મ ચોળી અને તાપ સહન કર્યો એટલે યોગી થયા તો એ માન્યતા પણ ખોટી છે ગધેડો પોતાના શરીરે રાખ લગાવીને તાપ તડકો સહન કયા નથી કરતો? તાત્પર્ય કે આ બધી બાહ્ય ક્રિયાઓ છે, તેના પર યોગની રચના નથી યોગની રચના તો મલિન ચિત્તવૃત્તિના નિરોધ ઉપર રહેલી છે, એટલે મલિન ચિત્તવૃત્તિનો નિરોધ ન થાય અર્થાત્ મન વિશ્રામ પામે નહિ તો એ ક્રિયાઓ યોગ સાધવા માટે નિષ્ફળ નીવડે છે જો ચિત્ત એટલે અંતઃકરણની વૃત્તિઓ બીજાને છલવા માટે—છેતરવા માટે કુચિંતન કરી રહી હોય તો મુખ વડે રામ રામ જપવાથી પણ શુ ! તાત્પર્ય કે જેઓ નામસ્મરણ વડે ભક્તિયોગની સાધના કરી રહેલા છે, તેમને પણ મનને સ્થિર કરવાની જરૂર છે

તેઓ જ્ઞાનસારમા જણાવે છે કે—

अन्तर्गत महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।
क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छत ॥

'જો હૃદયમા રહેલા મહાશલ્યરૂપ અસ્થિરપણાનો

घुणउ तव पालउ सजम पढउ सयलसत्थाइ ।
जाव न झायइ अप्पा ताव न मुक्तो जिणो भणइ ॥

'તપ ભલે કરો, સયમ ભલે પાળો અને સકળ શાસ્ત્રોનો અભ્યાસ પણ ભલે કરો, પરતુ જ્યા સુધી મનની વૃત્તિઓને પૌદ્ગલિક પદાર્થોમા પરિભ્રમણ કરતી અટકાવીને આત્મા પર કેન્દ્રિત નહિ કરો, ત્યા સુધી મુક્તિ મળવાની નથી, એમ જિન ભગવત કહે છે ' પરતુ મનની વૃત્તિઓને પરિભ્રમણ કરતી શી રીતે અટકાવવી અર્થાત્ સ્થિર કરવી ? એ એક કૂટ પ્રશ્ન છે વૈરાગ્ય અને ત્યાગ ચિત્તમા હોવા છતા મનોવૃત્તિઓનુ પરિભ્રમણ અટકતુ નથી, એટલે તે માટે ખાસ પ્રક્રિયાની જરૂર છે અને મત્રસાધન તે પ્રક્રિયા પૂરી પાડે છે

શ્રીપતજલિ મુનિએ યોગદર્શનમા યોગક્રિયાના મુખ્ય સાધનોનુ વર્ણન કરતી વખતે તપ પછીનુ બીજુ સ્થાન સ્વાધ્યાય એટલે મત્રજપ અને મોક્ષશાસ્ત્રના અધ્યયનને આપ્યુ છે× તેનુ કારણ એ છે કે મત્રજપમા–મત્રસાધનમા મનને સ્થિર કરવાની અદ્ભુત તાકત રહેલી છે

જૈન પરપરામા તપને કર્મ નિર્જરાનુ સાધન માનવામા

---

× तप स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोग ॥
શ્રી પા યો દ સમાધિપાદ સૂત્ર ૧ લુ

'स्वाध्याय प्रणवश्रीरुद्रपुरुषसूक्तादिम त्राणां जप मोक्षशास्त्राध्ययने च।' પદબોધિની ટીકા

આવ્યુ છે અને સ્વાધ્યાયને તપનો જ એક ભાગ માનવામા આવ્યો છે, એટલે સ્વાધ્યાય–મંત્રજપ એ કર્મનિર્જરાનુ સાધન છે, એ સ્પષ્ટ છે તેથી જ તપના દરેક અનુષ્ઠાનમા સ્વાધ્યાય કરવાનો આદેશ છે તથા અમુક મંત્રપદોની ગણના કરવાનુ વિધાન છે દાખલા તરીકે ઉપધાનતપમા રોજ ૨૦ બાધી નવકારવાળી ગણવાની હોય છે, એટલે ૨૦ × ૧૦૮ = ૨૧૬૦ નવકારમંત્રનો જાપ થાય છે

જેણે મંત્રસાધનથી પોતાના મનને સ્થિર અને શાંત કર્યું હોય તે સામાયિકની ક્રિયા સારી રીતે કરી શકે, પ્રતિક્રમણમા આવતા કાયોત્સર્ગમા બરાબર પાર ઉતરી શકે અને પ્રભુપૂજાદિ નિત્યકર્મમા એકચિત્ત થઈ શકે, તેથી આધ્યાત્મિક પ્રગતિ માટે મંત્રસાધન અતિ આવશ્યક છે, એમ આપણે માનવું જોઈએ

## ૪–મંત્રસાધનને અટપટુ માની ન અપનાવવુ એ ભૂલ છે.

મંત્રસાધન આપણને અટપટુ કે અતિ અટપટુ લાગે છે, પણ વાસ્તવમા તે એવું નથી અનુભવીઓ તો એમ કહે છે કે હઠયોગ, લયયોગ અને રાજયોગના પ્રમાણમા તે ઘણું સરલ કે સહેલુ છે તો આપણે તેમનો એ અભિપ્રાય માનવો કે આપણી માની લીધેલી વાતને પકડી રાખવી? આપણે મંત્રસાધનની પ્રક્રિયા જ જાણતા નથી, તો તેના વિષે કોઈ નિશ્ચિત અભિપ્રાય શી રીતે આપી શકીએ? છતા

ઘડીભર માની લઈએ કે મંત્રસાધન અતિ અટપટું છે, તો શું તેને અપનાવવું નહિ?

આપણે નિશાળે ભણવા બેઠા, ત્યારે ભણવાનું કામ કેટલું બધું અટપટું લાગતું હતું? અનેક વિષયો ને અનેક પુસ્તકો! છતાં આપણે વડીલોની આજ્ઞાને માન આપી ભણવાનું શરૂ કર્યું અને અભ્યાસ ચાલુ રાખ્યો તો ભાષા, ગણિત, ભૂગોળ, વિજ્ઞાન વગેરે અનેક વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા અને તેથી આપણા જીવનવ્યવહારમાં કિંમતી મદદ મળી, તો પછી મંત્રસાધનની બાબતમાં એ રીતે કેમ ન વર્તીએ? તાત્પર્ય કે મંત્રસાધનને ખૂબ અટપટું માની તેને ન અપનાવવું એ ગંભીર ભૂલ છે.

## ૫–મંત્રસાધન આજે પણ ફળ આપે છે.

મંત્રસાધન આગળના જમાનામાં ફલદાયી થતું અને હાલ ફલદાયી નથી થતું, એમ માનવું એ સરાસર ભ્રમ છે. જો મંત્રસાધન એક શાસ્ત્રીય કે વૈજ્ઞાનિક પ્રક્રિયા છે, તો તેનું ફળ સદાકાળ મળવું જ જોઈએ. તાત્પર્ય કે તે કદી નિષ્ફળ જતું નથી. જો વરસાદમાં ધાન્ય પકવવાનો ગુણ હોય તો પહેલાના જમાનામાં ધાન્ય પકવે ને આજે પણ ધાન્ય પકવે. જો અગ્નિમાં બાળવાનો ગુણ હોય તો એ પહેલાના જમાનામાં પણ વસ્તુઓને બાળે અને આજે પણ વસ્તુને બાળે. જેનો જે ગુણ હોય તે કાયમ રહે. અલબત, તેમાં સંયોગોની તરતમતા ભાગ ભજવે, પણ મૂળગુણ બદલાય નહિ.

અમે મંત્રસાધનથી પ્રાપ્ત થતી અનેક સિદ્ધિઓ ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગમાં નજરે નિહાળી છે, એટલે હાલ મંત્રસાધન ફલદાયી થતું નથી, એમ શી રીતે માનીએ?

અમે દશ કે અગિયાર વર્ષની ઉમરના હતા, ત્યારે અમારા ગામ દાણાવાડામાં× મોતી નામનો એક મંત્રવાદી આવેલો તેણે પોતાના ખેલો-પ્રયોગો ગામચોરાની પાસે કરેલા તેમાં દેવેની ચાલુ ટીકીટથી એક જવુની ટોપી ભરી દીધેલી, પણ આવું તો જાદુગરો યે કરે છે, એટલે તેમાં બહુ આશ્ચર્ય લાગેલું નહિ પરંતુ ત્યાર પછી તેણે ગામના એક ખડતલ માણસના માથાની આસપાસ લાકડી ફેરવીને જણાવ્યું કે 'હવે આ માણસને બોલાવો, તે કોઈનું સાંભળશે નહિ' અને ગામલોકોએ તેને મોટા ઘાંટા પાડીને બોલાવ્યો, પણ મૂનમૂન બેસી જ રહ્યો તેણે કંઈ જવાબ આપ્યો નહિ કોઈ વાર ઉત્તરસાધક કથી પણ આવી ઘટના નીપજાવી શકાય છે, પણ આ માણસને તેણે પોતે પસંદ કર્યો ન હતો 'કોઈ પણ માણસ આગળ આવો' એમ જણાવતા લોકોએ જ તેનું નામ આપ્યું હતું જ્યારે અનેક માણસોએ ઘાંટા પાડીને બોલાવવા છતાં તેણે કંઈ સાંભળ્યું નહિ, ત્યારે બધાને ખાતરી થઈ ગઈ કે આ

× આ ગામ સૌરાષ્ટ્રના મૂળી તાલુકામાં આવેલું છે ને આશરે એક હજારની વસ્તી ધરાવે છે સુરેન્દ્રનગરથી મોરબી જતી ગાડીમાં પહેલું સ્ટેશન દીઘડ રોડ આવે છે, ત્યાથી તે ૧॥ માઈલ દૂર છે

માણસની શ્રવણશકિત હરાઈ ગઈ છે પછી મંત્રવાદીએ બીજી લાકડી અવળી ફેરવી અને કહ્યુ કે 'હવે એને બોલાવો' એ વખતે એક જણ ધીમા આવાજે એનુ નામ બોલ્યો કે સામેથી જવાબ આપ્યો 'શુ છે?' પછી બધાએ તેને પૂછ્યુ કે 'અમે તને આટલા ઘાટા પાડીને બોલાવ્યો, છતા કેમ કઈ જવાબ ન આપ્યો?' ત્યારે તેણે કહ્યુ કે 'મે તમારા કોઈનો ઘાટો સાભળ્યો જ નથી'

ત્યાર પછી મોતીએ માત્ર એક ગંજીફ્રાક ને ધોતી રાખી બીજા બધા વસ્ત્રો ઉતારી નાખ્યાં હતા અને લગભગ ત્રણસો માણસોને ઇચ્છિત વસ્તુ ખવડાવી હતી તે પ્રેક્ષકની પાસે જઇ ને હાથની મૂઠી ઊંચી કરતો, તેને કઈ ચીજ ખાવી છે એ પ્રશ્ન કરતો અને તે નામ આપે કે પેલી મૂઠી તેના પહોળા કરેલા મુખમા ખોલી નાખતો એ વખતે પ્રેક્ષકે કહેલી ચીજ તેના મુખમા આવી જતી અને તે ખૂબ આનંદથી ખાતો. આ રીતે ત્રણસો માણસોને ઈચ્છિત વસ્તુ ખવડાવ્યા પછી દૂર બેઠેલા હરિજનોએ પોતાને કઈ પણ આપવાની માગણી કરી, એટલે તેણે કહ્યુ કે 'પછેડી ધરો' એ વખતે હરિજનોએ પછેડી ધરી, એટલે આ મંત્રવાદીએ બને હાથનો ખોબો કરી પછેડીની સામે ધર્યો અને તેમાથી પુષ્કળ સોપારીઓ પછેડીમા પડી આ રીતે તેણે ત્રણ ચાર વાર ખોબો ખોબો સોપારી આપતા આશરે બે થી ત્રણ રતલ સોપારી હરિજનોને મળી હશે. તેઓ એને પોતાના ઘરે લઇ ગયા હતા અને ઘણા દિવસ સુધી ખાધી હતી આ વસ્તુ હાથ

ચાલાકીથી બને તેવી નં હતી, એટલે અમે તેને મન્ત્રશ ક્તિનો પ્રભાવ માન્યો અને ખરેખર એ મન્ત્રશક્તિનો જ પ્રભાવ હતો પાછળથી બે ત્રણ વાર આમન્ત્વાદી અમારા ગામમા આવેલો ને ઉપરથી ગોળનો આખો રવો પાડેલો, બાગ્ણાની પાછળથી શેરડીના ત્રણ ચાર આખા સાઠા કાઢેલા ને કપાસની ત્રણથી ચાર ફુટ લાબી સાદી બે છોકરાઓના હાથમા સામસામી પકડાવી, તેના પર હાથ ફેરવી તજની લાકડી બનાવેલી આમાની કોઈ પણ વસ્તુ છુપાવીને રાખી શકાય તેમ ન હતી વળી ત્રણથી ચાર ફુટ લાબી તજની લાકડી તો કોઈ પણ ગાધી કે વ્યાપારીને ત્યા પણ મળવી મુશ્કેલ હતી તાત્પર્ય કે એ મન્ત્રશક્તિનુ પરિણામ હતુ

મોટી ઉમરે મણિબહેન નામના એક દરજી બાઈ પાસે પણ આવી સિદ્ધિ જોઈ હતી તેમને સ્વામીનારાયણના આચાર્ય પાસેથી આ વિદ્યા મળેલી અને તેમણે તેનો પરિચય હજારો માણસોને કરાવેલો આપણે જે ફળનુ નામ બોલીએ તે મૂઠી ભરીને તેઓ તરત આપી દેતા તથા માળા, પુસ્તક વગેરે બીજી પણ અનેક વસ્તુઓ નિમિષમાત્રમા હાજર કરતા ઉપરના બે જણમાથી આજે કોઈ વિદ્યમાન નથી, પણ એવી શક્તિ ધરાવનારી બીજી અનેક વ્યક્તિઓ આપણા દેશમા મોજૂદ છે, તે અમે જાણીએ છીએ

મન્ત્રશકિતના બીજા પ્રયોગો પણ અમે જોયા છે, જેમા મનની ધારેલી વસ્તુ કહી દેવામા આવે છે, તથા તે કયા અને કેવી રીતે પડી છે? તે પણ જણાવવામા આવે

છે એક વાર અમે આવી શક્તિવાળા અમારા પરિચિત એક મહાશયનું એક ઝવેરી મિત્ર આગળ વર્ણન કર્યું, ત્યારે તેઓ કહેવા લાગ્યા કે 'એ તો પરીક્ષા કરીએ તો સાચું મનાય' અમે કહ્યું કે 'તો જરૂર એની પરીક્ષા કરો.' પછી અનુકૂળ સમયે અમારા મિત્રને અમે એ મંત્રવાદી પાસે લઈ ગયા, ત્યાં થોડી વાતચીત થયા પછી પેલા ઝવેરી મિત્રને કહેવામાં આવ્યું કે 'તમે કોઈ પણ વસ્તુનું મનમાં ચિંતન કરો' એ ચિંતન કર્યા પછી થોડી જ વારે કહે, વામાં આવ્યું કે 'તમે મોતીની એક માળાનું ચિંતન કર્યું છે તે અત્યારે બુલિયન એક્સચેન્જના સેઈફ ડીપોઝીટ વૉલ્ટના અમુક નંબરના ખાનામાં પડી છે અને તેમાં બરાબર અડસઠ મોતી છે' આ જવાબ તદ્દન સાચો હતો, એટલે તે ઝવેરીમિત્રના વિસ્મયનો પાર રહ્યો નહિ, આજે પણ આવી મંત્રશક્તિ વિદ્યમાન છે, એ જાણીને તેમને ખૂબ આનંદ થયો

અહીં કોઈ એમ કહે કે 'મન પર્યવ જ્ઞાનથી મનની ચિંતવેલી વસ્તુ કહી શકાય અને અવધિજ્ઞાનથી અમુક અંતરે રહેલાં રૂપી દ્રવ્યોનું વર્ણન થઈ શકે, તેથી એમાં મંત્રશક્તિનો પ્રભાવ શી રીતે માનવો?' પરંતુ આ મંત્રવાદી મન પર્યવજ્ઞાનવાળા કે અવધિજ્ઞાનવાળા ન હતા, એ વાતની અમે ખાતરી કરી હતી આવું જ્ઞાન આ જમાનામાં કોને સરલતાથી થાય છે? તેમની પાસે દક્ષિણ-ભૈરવની સાધના હતી અને તેનાથી તેઓ આ બધું કહી શકતા હતા

અમે અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં મેટ્રીકનો અભ્યાસ કરતા હતા, ત્યારે પ્રાણુવિનિમય, માનસવિદ્યા અને એવા જ એક બે બીજા પુસ્તકો વાચવામા આવેલા, ત્યારથી એ વિષયનુ વાચન વધારતા રહ્યા હતા એવામા પોલ બ્રન્ટનનુ 'એ સર્ચ ઈન સીક્રેટ ઇન્ડિયા—ગુપ્ત ભારતમા શોધખોળ' એ વિષયનુ પુસ્તક વાચવામા આવ્યુ તેમા વર્તમાનકાલીન વિવિધ વિદ્યા-મત્ર શક્તિથી વિભૂષિત વ્યક્તિઓનો પરિચય જોવામા આવ્યો અને તેણે અમારા મન પર ઘણી અસર કરી ત્યાર પછી અમે તપના પ્રભાવનુ વર્ણન કરતી વખતે જે ઘટનાની નોધ કરી છે, તે ઘટના બની અને ત્યાર બાદ ભારતવર્ષના અનેક માત્રિક-તાત્રિકોનો પરિચય કરવાનો પ્રસગ આવ્યો, એટલે આ વિષયમા અમારો રસ વધવા પામ્યો

બેગલોરમા અમે એક જ્યોતિષી પાસે અર્જુન સિદ્ધિ જોઈ તેઓ બારથી તેર ભાષા પૈકી કોઈપણ ભાષામા લખાયેલા કોઈ પણ પ્રશ્નને વગર જોયે અક્ષરશ કહી દેતા હતા અને તેના ઉત્તરો પણ આપતા હતા વળી એક સ્તોત્રના ઉચ્ચારણ માત્રથી ફૂલોને અદૃશ્ય કરી દેવાનો, ચક્કર ચક્કર ફેરવવાનો તથા નામ આપીએ તે વ્યક્તિના હાથમા ઉડાડીને પાડવાનો પ્રયોગ પણ ખાસ ખાસ વ્યક્તિઓને બતાવતા હતા અમે, અમારા ધર્મપત્નીએ તથા અમારા એક ખાસ સ્નેહી કે જે આજે બહુ મોટા હોદ્દા પર છે, તેમણે તથા તેમના પત્ની-પરિવારે પણ આ પ્રયોગો નજરે જોયા છે ઉક્ત જ્યોતિષી પોતાના આસને બેસીને

સ્તોત્ર બોલે છે અને આપણે બજારમાંથી કે બગીચામાંથી જે ફૂલો લાવીને તેમની સામે મેજ પર મૂકયાં હોય કે તેમની બાજુમાં રહેલા કલિકુંડપાર્શ્વનાથના યંત્ર પાસે મૂકયાં હોય તેના પગ તેઓ આ જાતની ક્રિયા કરીબતાવે છે તેમની પાસે આકર્ષણવિદ્યાના તથા બીજી વિદ્યાઓના પ્રયોગો પણ અમે જોયા છે અને તેનાથી અમે પ્રભાવિત થયા છીએ

એક વાર આગ્રામાં અમને એક બ્રાહ્મણ જ્યોતિષીનો પરિચય થયો, તે પણ અમારા મન પર મંત્રશક્તિનો ચમત્કાર અંકિત કરતો ગયો છે પ્રાતઃકાળમાં અમે તેમના ઘરે ગયા હતા અને રિવાજ મુજબ એક શ્રીફળ સાથે લઈ ગયા હતા, તે એની આગળ મૂકયું હતું પછી તેમણે અમને કંઈ પણ ન પૂછતાં ચૂપચાપ પોતાની સ્લેટ લીધી હતી અને થોડા વખત સુધી તેમાં કંઈક લખ્યું હતું પછી તે સ્લેટ નીચે મૂકી દીધી હતી અને અમને કહ્યું હતું કે 'દશ આંકમાંથી કોઈ પણ સંખ્યા બોલો' એટલે અમે પાંચની સંખ્યા કહી હતી પછી તેમણે કોઈ ફળનું નામ બોલવા કહ્યું, એટલે અમે આમ (કેરી)નું નામ આપ્યું હતું ત્યાર પછી તેમણે પૂછયું કે 'હાલ કઈ નાડી ચાલે છે?' એટલે અમે શ્વાસોચ્છ્વાસ જોઈને કહ્યું કે 'હાલ ચંદ્રનાડી ચાલે છે' પછી તેમણે કહ્યું કે 'તમારા મનમાં પ્રશ્ન શું છે? તે જણાવો,' એટલે અમે પ્રશ્ન જણાવ્યો. આટલી વિધિ થયા પછી તેમણે પોતાની લખી રાખેલી સ્લેટ અમારી સામે ધરી અને કહ્યું કે 'આમાં

શું લખ્યું છે, તે વાચી જુઓ' તેમણે હિંદીમા લખ્યુ હતુ અને તે બરાબર વાચી શકાતુ હતુ તેમાનુ લખાણ વાચીને અમે આશ્ચર્ય પામ્યા તેમા લખ્યુ હતુ કે પ્રથમ તમને સંખ્યા પૂછીશુ, ત્યારે તમે પાચની સંખ્યા બોલશો પછી ફળનું નામ પૂછતા આમ કહેશો નાડી વિષે પ્રશ્ન કરતા ચંદ્રનાડી જણાવશો તમારા મનનો પ્રશ્ન અમુક છે અને તેનો ઉત્તર અમુક છે પ્રશ્ન સાચોજ લખેલો હતો, એટલે ઉત્તરમા શંકા રાખવાનુ કારણ ન હતુ

અમને થયુ કે જ્યારે આ મનશ્ચિંતિત પ્રશ્ન બરાબર કહે છે, ત્યારે મુષ્ટિપ્રશ્ન પણ કરી જોનો આથી થોડે દૂર જઈ મૂઠીમા અમુક વસ્તુ રાખી તેમને પ્રશ્ન કર્યો તે પણ તેમણે પોતાની રીતે બરાબર કહી આપ્યો અમારા હાથમા અમે લેખણની બે ચાવીઓ રાખેલી હતી

'આ વિદ્યા તમે કોઈને શીખવી શકો ખરા?' એવો પ્રશ્ન પણ અમે એ જ વખતે તેમને પૂછ્યો હતો અને તેમણે કહ્યુ હતુ કે 'જરૂર શીખવી શકીએ, પણ તેમણે અમારી પાસે ઓછામા ઓછા બે માસ રહેવુ જોઈએ તે પણ અમુક સમયે' એટલે એ વિદ્યા પ્રયત્ન સાધ્ય છે, એની અમને ખાતરી થઈ અને યોગ્ય દક્ષિણા આપી અમે વિદાય લીધી

- આ રીતે મંત્રશક્તિથી અનેક પ્રકારના રોગો મટ્યા ના, ઇચ્છિત ધનલાભ થયાના, ઊંચો અધિકાર, પ્રાપ્ત થયાના, કોર્ટ કચેરીના કજિયા જિત્યાના, મનગમતુ સમા

ધાન થયાના, કન્યાઓને ઈચ્છિત વર મળ્યાના વગેરે દાખલાઓ અમારા અનુભવમા આવ્યા છે અને ઈંટના ટુકડામાથી સાકર બનાવી પ્રસાદ વહેચવાના, પાણીની ટોલ ભરેલી તેનુ દૂધ બનાવ્યાના, ત્રાબાની ચમચી ત્રણ મીનીટમા સોનાની બનાવ્યાના, તેમજ પોતે જ્યા બેઠા હોય ત્યા અમુક દિવસે કુમકુમના છાટા પડયાના તથા સુગંધ પ્રકટયાના, અ તરીક્ષમાથી વાસક્ષેપ પડયાના દાખલાઓની અમે ખાતરી કરી છે, તેથી હાલ મ ત્રસાધન ફલદાયી થતુ નથી, એમ માનવુ એ સરાસર ભ્રમ છે

## ૬–મંત્રસાધનનો મુખ્ય ઉપયોગ શાંતિ તુષ્ટિ-પુષ્ટિ છે.

જેને મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે કરવું હોય તેજ મ ત્રસાધન કરે, એમ માનવુ તદ્દન ખોટુ છે મ ત્રસાધનથી આ બધી વસ્તુઓ સિદ્ધ થાય છે, એ વાત સાચી, પણ મ ત્રસાધનનો મુખ્ય ઉપયોગ તો શાતિ–તુષ્ટિ–પુષ્ટિ છે

શાંતિ એટલે કષાયઆદિ મલિન વૃત્તિઓનુ કે ઉપદ્રવોનું ઉપશમન ૐકાર, નમસ્કારમ ત્ર તથા એવાજ બીજા મ ત્રોથી ચિત્તની પરમશાતિ મેળવ્યાના દાખલાઓથી શાસ્ત્રો ભરપૂર છે તેમજ ઉવસગ્ગહર સ્તોત્રથી વરાહ મિહિરે ફેલાવેલો મરકીનો રોગ મટયો, શાતિસ્તવ અથવા લઘુશાતિથી નાડૂલ નગરમા મહામારી શાત થઇ અને સ તિકર સ્તોત્રના પાઠથી શિરોહી રાજ્યમા ઉત્પન્ન થયેલો તીડનો ઉપદ્રવ 'મટયો, એ હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે.

તુષ્ટિ એટલે તોષ કે સંતોષ. ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થવાથી કે ઉત્સુકતાનું શમન થવાથી સંતોષની પ્રાપ્તિ થાય છે 'સંતોષી સદા સુખી' એ ઉક્તિ ધ્યાનમા લઇએ તો મંત્રસાધનથી ઈચ્છિત સુખની પ્રાપ્તિ થાય છે, એમ સમજવું જોઇએ મંત્રવાદીઓ તુષ્ટિ શબ્દથી જયનો અર્થ પણ ગ્રહણ કરે છે, એટલે વાદવિવાદમા, શત્રુની સાથે લડાઈ કરવામા તથા બીજા એવા જ પ્રસંગોએ મંત્રથી જયની પ્રાપ્તિ થાય છે, એમ સમજવાનુ છે આજ કારણે પ્રાચીન કાળમા ઘણા વાદીઓ પ્રભૂત વિદ્યાસંપાદન સાથે મંત્રસાધન પણ કરતા હતા અને તેથી પ્રતિપક્ષીને નિરુત્તર બનાવી દેતા હતા વર્તમાન કાળે આપણાના એક મંત્રવાદીએ દયાનંદ સરસ્વતીને આ રીતે બોલતા બંધ કરી દીધા હતા

પુષ્ટિ એટલે પોષણ કે વૃદ્ધિ અર્થાત્ જેનાથી વિદ્યા, યશ, લાભ વગેરેની વૃદ્ધિ થાય તે પુષ્ટિ કહેવાય શ્રી બપ્પભટ્ટિસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય વગેરે આચાર્યોએ સરસ્વતી દેવીનુ મંત્રારાધન કરવાથી તેમને અપૂર્વ વિદ્યા પ્રાપ્ત થઈ હતી શ્રી આર્યખપુટાચાર્ય તથા મહેન્દ્ર મુનિને મંત્રારાધનના પ્રતાપે અપૂર્વ યશ પ્રાપ્ત થયો હતો અને જગત શેઠ વગેરેને મંત્રસાધનના પ્રતાપે અઢળક લાભ થયાના દષ્ટાંતો જાણીતા છે તેથી મંત્રસાધન કે મંત્રારાધન મારણ, મોહન, વશીકરણ કે ઉચ્ચાટન અર્થે જ થાય, એ માનવું ભૂલભરેલું છે

મધ્ય યુગમા શૈવતાંત્રિકોએ તથા બૌદ્ધ શ્રમણોએ

મંત્રસાધનનો ઉપયોગ મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે ક્રિયાઓમા મોટા પાયે કર્યો અને પછીના જમાનામા જૈન યતીઓ પણ કેટલાક અંશે તેમને અનુસર્યા, તેથી મંત્રસાધનનુ નામ વાયડુ બન્યુ, એટલે મંત્રવાદીઓએ પોતાની શક્તિનો ઉપયોગ શાતિક અને પૌષ્ટિક કર્મોમા જ કરવો જોઇએ, એમ અમારુ માનવું છે કદાચ અસાધારણ સંયોગોમા મંત્રશક્તિનો એ રીતે ઉપયોગ કરવો પડે, તો એ અપવાદિક છે, પણ તેને જ મંત્રસાધનનુ ધ્યેય બનાવી શકાય નહિ

## ૭-મંત્રસાધનથી બીવાનુ કંઈ કારણ નથી

મંત્રસાધન કરતા કંઈ પણ ભૂલચૂક થાય તો આપણુ આવી બને એ માન્યતા અર્ધસત્ય છે સાચી હકીકત એ છે કે મનની સ્થિરતા અને શુદ્ધિ માટે અથવા તો શાંતિ તુષ્ટિ-પુષ્ટિ માટે જે મંત્રારાધન કરવામા આવે છે, તેમા ભયનુ કોઇ કારણ નથી તેમા કદાચ કોઇ વિધિ આઘો-પાછો થાય તો તેટલા અંશે ફલની અલ્પતા થાય છે, પણ બીજુ નુકશાન થતુ નથી ઉગ્ર કે મલિન દેવોની આરાધના કરતી વખતે તેમનો વિધિ બરાબર સાચવવો જોઇએ, અન્યથા તેઓ રોષમા આવીને નુકશાન કરે છે, તેથી કલ્યાણની કામનાવાળાઓએ સાત્ત્વિક મંત્ર અને સાત્ત્વિક દેવોની જ આરાધના કરવી જોઇએ.

અમે માનીએ છીએ કે આટલું પ્રારંભિક વિવેચન મંત્રસાધન વિષે ફેલાયેલી અનેક પ્રકારની ખોટી માન્યતાઓ

દૂર કરી મુમુક્ષુઓને મંત્રસાધન કરવા માટે ઉત્સાહી બનાવશે

## ૮–મંત્રસાધન માટે માનસિક તૈયારી

મંત્રસાધન માટે ઉત્સાહિત થયેલા મુમુક્ષુએ એટલું સમજી લેવું જોઇએ કે સિદ્ધિ એ સ્ટેશન છે, સાધન એ ત્યાં પહોંચવાની ગાડી છે અને શ્રદ્ધા તથા સમર્પણ એ ઉક્ત ગાડીને ચલાવવાના બે મજબૂત પાટા છે, તેથી શ્રદ્ધા અને સમર્પણની ભાવના પૂરેપૂરી કેળવવી જોઇએ

- શ્રદ્ધા એટલે અંતરંગ પ્રીતિ તથા આત્મવિશ્વાસ જે ક્રિયા કે સાધન માટે અંતરંગ પ્રીતિ ન હોય તેને કરવાનું દિલ થતું નથી અને કદાચ કોઈની દેખાદેખીથી કરવા માંડીએ તો થોડાં વિઘ્નો કે થોડી પ્રતિકૂળતાઓ આવતાં જ તે છૂટી જાય છે, માટે અંતરંગ પ્રીતિ કેળવવાની ખાસ જરૂર છે

'અંતરંગ પ્રીતિ કેમ કેળવાય?' તેનો ઉત્તર એ છે કે 'જે કાર્યને આપણે મનથી સારું માનતા હોઈએ, એટલે કે તેનાથી ઘણો લાભ થવાનો સંભવ માનતા હોઇએ તેના માટે અંતરંગ પ્રીતિ થાય છે, તેથી મંત્રસાધનના ઉમેદવારે વારંવાર એમ વિચારવું ઘટે કે 'મંત્રસાધન અતિ ઉત્તમ છે, તેનાથી અનેક મહાપુરુષોએ પોતાની ઉન્નતિ સાધી છે અને હું પણ તેનાથી મારી ઉન્નતિ અવશ્ય સાધી શકીશ. મને મંત્રસાધન કરવાનો વિચાર

આવ્યો, ભાવના થઈ, એ મારુ પરમ સૌભાગ્ય છે જીવનનો ઘણો સમય વ્યર્થ ચાલ્યો જાય છે, તેના કરતાં આવું ઉત્તમ સાધન કરવુ શુ ખોટું?' વગેરે વગેરે.

હવે આત્મવિશ્વાસપર આવીએ 'આ કાર્ય હુ અવશ્ય કરી શકીશ આવા વિચારને આત્મવિશ્વાસ કહેવામા આવે છે જગતના તમામ મહાન કાર્યો આત્મ વિશ્વાસને લીધે જ સપન્ન થાય છે જેઓ 'આ કાર્ય મારાથી થશે કે નહિ?' એવા સશયગ્રસ્ત મન સાથે કોઈ પણ કાર્યની શરુઆત કરે છે, તેઓ એ કાર્યની સિદ્ધિ કરી શકતા નથી, કારણ કે વચ્ચે વિઘ્નો આવતા જ તેઓ એમ માનવા લાગી જાય છે કે 'હવે આ કામ મારાથી થઇ શકશે નહિ' અને તેથી આત્મવિશ્વાસ કેળવવાની પણ એટલી જ અગત્ય છે

અહી મત્રસાધનના ઉમેદવારે નિમ્ન શ્લોકને પોતાનાં હૃદયમા કોતરી રાખવો ઘટે —

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचै,
प्रारभ्य विघ्नविहिता विरमन्ति मध्या ।
विघ्नै सहस्रगुणितैरपि हन्यमाना,
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

'અધમ પુરુષો વિઘ્નના ભયથી કામનો પ્રારંભ જ કરતા નથી, મધ્યમ પુરુષો વિઘ્નો આવતા વિરમી જાય છે અને ઉત્તમ પુરુષો હજારો વિઘ્નો નડવા છતા શરુ કરેલું કાર્ય છોડતા નથી'

સમર્પણ એટલે એક કાર્યને પૂરેપૂરા સમર્પિત રહેવું, તેને છોડીને આડીઅવળી બીજી બાબતમાં પડવું નહિ જેઓ એક કાર્ય માટે પ્રતિજ્ઞાબદ્ધ થયા પછી આડીઅવળી અનેક બાબતોમાં પડે છે, તેનું શારિરીક કે માનસિક બળ એ પ્રતિજ્ઞા પર, એ કાર્ય પર કેન્દ્રિત થતું નથી પરિણામે તેમાં અતિ વિલંબ થાય છે કે તે માટેનો ઉત્સાહ મંદ પડી જાય છે અને તેનું પરિણામ ઘણી વાર સ્વીકૃત પ્રતિજ્ઞાનો ત્યાગ કરવામાં આવે છે આવું અનિષ્ટ પરિણામ ન આવે તે માટે સમર્પણભાવ પૂરેપૂરો કેળવવો જોઈએ

## ૯—મંત્રસાધકનાં લક્ષણો

શ્રીમલ્લિષેણ આચાર્યે ભૈરવપદ્માવતીકલ્પમાં મંત્ર-સાધકનાં જે લક્ષણો આપ્યાં છે, તે સર્વે મંત્રસાધકોએ લક્ષમાં લેવા જેવાં છે તેઓ કહે છે

> निर्जितमदनाटोपः प्रशमितकोपो विमुक्तविकथालापः ।
> देव्यर्चनानुरक्तो जिनपदभक्तो भवेन्मंत्री ॥

'જેણે કામદેવના વિલાસને જિત્યો છે, અર્થાત્ જે બ્રહ્મચર્યનું પાલન કરે છે, જે ક્રોધનું ઉપશમન કરનારો છે, અર્થાત્ ક્રોધ કરવાનાં ગમે તેવાં પ્રબળ નિમિત્તો ઊભાં થાય છતાં ક્રોધ કરતો નથી, જે વિકથાઓ એટલે વિકાર ઉત્પન્ન કરે તેવી વાતો કરવામાંથી મુક્ત છે, જે દેવની પૂજા કરવામાં અનુરક્ત છે અને જે જિનપદનો ભક્ત છે, એટલે જિનેશ્વર દેવની નિયમિત સેવા-પૂજા-ભક્તિ કરનારો છે, તે મં થઈ શકે છે ' અહીં શ્રીપદ્માવતી દેવીની સાધનાનો

છે, એ રીતે દેવીપૂજામાં અનુરક્ત રહેવાનો નિર્દેશ કર્યો છે, પણ મંત્રસાધક જે મંત્રની સાધના કે અનુષ્ઠાન કરતો હોય તે મંત્રદેવતાની પૂજા સમજવાની છે

मन्त्राराधनशूरः पापविदूरो गुणेन गम्भीरः ।
मौनी महाभिमानी मन्त्री स्यादीदृशः पुरुषः ॥

'જે મંત્રનું આરાધન કરવામાં શૂરો છે, કુકર્મથી દૂર રહેનારો છે, ગુણ વડે ગંભીર છે, મૌન ધારણ કરનારો અર્થાત્ જરૂર જેટલું જ બોલનારો છે અને મહાભિમાની એટલે પોતાને દીન-હીન નહિ પણ શક્તિશાળી માનનારો છે, એ જ પુરુષ મંત્રસાધક થઈ શકે છે'

गुरुजनहितोपदेशो गततन्द्रो निद्रया परित्यक्तः ।
परिमितभोजनशीलः स स्यादाराधको देव्याः ॥

'જે માતાપિતા ગુરુજનોએ કરેલા હિતોપદેશને માનનારો છે, આલસથી રહિત છે, વધારે નિદ્રા લેનારો નથી અને પરિમિત ભોજન કરનારો છે, તે દેવીનો આરાધક થઈ શકે છે'

निर्जितविषयकषायो धर्मामृतजनितहर्षगतकायः ।
गुरुतरगुणसम्पूर्णः स भवेदाराधको देव्याः ॥

'જે પાંચ ઇંદ્રિયોના વિષયને તથા મનની મલિન વૃત્તિઓને જિતનારો છે, ધર્મરૂપી અમૃતના પાનથી હર્ષ પામેલા શરીરવાળો અને મહાન ગુણોથી યુક્ત છે, તે દેવીનો આરાધક થઈ શકે છે'

शुचिः प्रसन्नो गुरुदेवभक्तो दृढव्रतः सत्यदयासमेतः ।
दक्षः पटुर्बीजपदावधारी मन्त्री भवेदीदृश एव लोके ॥

'જે બાહ્ય અને અભ્યંતર પવિત્રતાવાળો છે, સદા પ્રસન્ન રહેનારો છે, ગુરુ અને દેવનો ભક્ત છે, પોતાના વ્રતમાં દૃઢ છે, સત્ય અને દયાથી યુક્ત છે, ચતુર છે, ગોપાવી છે અને મંત્રપદનાં બીજોને ધારણ કરનારો છે, તે આ લોકમાં મંત્રની સાધના કરી શકે છે.'

## ૧૦–ગુરુની આવશ્યકતા

મંત્રવિશારદો કહે છે કે જે મંત્ર ગુરુએ ઉપદેશેલો હોય તે જ સિદ્ધ થાય છે, એટલે મંત્રસાધકે યોગ્ય ગુરુની સમીપે જઈ તેમની પાસેથી જ મંત્ર ધારણ કરવો જોઈએ. નમસ્કારમંત્ર પણ ઉપધાનતપપૂર્વક ગુરુ પાસેથી ધારણ કરવાનો છે, તે તરફ અમે પાઠકોનું લક્ષ ખેંચીએ છીએ.

જૈન મતમાં ત્યાગીને જ ગુરુ માનવામાં આવે છે અને મંત્રનો ઉપદેશ પણ તેઓ જ કરે છે. તેમના ગુણો વગેરેનું વર્ણન 'સદ્ગુરુ–સેવા'માં સારી રીતે કરેલું છે, એટલે અહીં તેની પુનરુક્તિ કરતા નથી, પણ આ બાબતમાં વૈદિક મતનો શો અભિપ્રાય છે? તે પાઠકોની જાણ માટે રજૂ કરીએ છીએ. તેમાં કહ્યું છે કે—

> शान्तो दान्तः कुलीनश्च विनीतः शुद्धवेषवान् ।
> शुद्धाचारः सुप्रतिष्ठः शुचिर्दक्षः सुबुद्धिमान् ॥
> आश्रमी ध्याननिष्ठश्च तन्त्रमन्त्रविशारदः ।
> निग्रहानुग्रहे शक्तो गुरुरित्यभिधीयते ॥

'જે શાંત એટલે ક્રોધ–કામ વગેરેને જિતનાર હોય, દાંત એટલે ઇંદ્રિયોનું દમન કરનાર હોય, વિનયગુણથી

વિભૂષિત હોય, શુદ્ધ વેશવાળો હોય, શુદ્ધ આચારવાળો હોય, સારી રીતે પ્રતિષ્ઠિત હોય, પવિત્રતા ધારણ કરવામા કુશલ હોય, ઘણો બુદ્ધિમાન હોય, ગૃહસ્થાશ્રમી હોય, ધ્યાનનિષ્ઠ હોય, તંત્રમંત્રમા વિશારદ હોય અને નિગ્રહ તથા અનુગ્રહ કરવામા શકિતમાન હોય તે ગુરુ કહેવાય છે '

## ૧૧–મંત્રનો સામાન્ય પરિચય

મંત્ર એ શી વસ્તુ છે ? તેનો અહી સામાન્ય પરિચય આપીશુ 'मननात् त्रायते इति मन्त्र –જે મનનમાથી એટલે મનની ભિન્ન ભિન્ન વૃત્તિઓમાથી બચાવે તે મંત્ર તાત્પર્ય કે જેના વડે એકાગ્રતા સાધી શકાય તે મંત્ર કહેવાય 'चित्त मन्त्र' એવી વ્યાખ્યા પણ કેટલાક તંત્ર ગ્રથોમા જોવામા આવે છે, તેનો અર્થ એ છે કે એકાગ્ર થયેલુ મનુષ્યનુ મન એજ મંત્ર છે 'गुप्त भाष्यन्ते मंत्रविद्भिरिति मन्त्र' એવી વ્યાખ્યા પણ મંત્રશાસ્ત્રમા નજરે પડે છે, તેનો અર્થ એ છે કે જે મંત્રવિદો વડે ગુપ્ત રીતે કહેવાય છે, તે મંત્ર

બધા મંત્રોનુ સ્વરૂપ એક સરખુ હોતુ નથી કેટલાક મંત્રો બીજરૂપ હોય છે જેમકે ૐ ह्रीँ श्रीँ क्लीँ વગેરે કેટલાક મંત્રો માત્ર પદરૂપ હોય છે, જેમકે नमो अरिहताण, नमो सिद्धाण, नमो जिणाण जियभयाण વગેરે તો કેટલાક મંત્રો બીજ અને પદ બનેથી યુકત હોય છે જેમકે ૐ ह्रीँ अर्हँ श्रीऋषभदेवाय नम, ૐ ह्रीँ श्रीं प द्मावत्यै नम વગેરે

મંત્રોમાં અક્ષરની સંખ્યા એકથી માંડીને સો કે તે ઉપરાંત પણ હોય છે બીજાક્ષરો પ્રાયઃ એક અક્ષરના હોય છે 'સોઽહં' 'હૂત' એ બે અક્ષરનો મંત્ર છે, 'ૐ હ્રીઁ નમઃ' એ ચાર અક્ષરનો મંત્ર છે, 'ૐનમો સિદ્ધાણં' એ છ અક્ષરનો મંત્ર છે, 'નમિઊણ પાસ વિસહર વસહ જિણફુલ્લિંગ' એ અઢાર અક્ષરનો મંત્ર છે અને નમસ્કાર એ અડસઠ અક્ષરનો મંત્ર છે વીસથી અધિક અક્ષરવાળા મંત્રને મંત્રવિશારદો માલામંત્ર કહે છે કેટલાક સોળથી અધિક અક્ષરવાળાને પણ માલામંત્ર કહે છે

યંત્રમાં જેમ જુદી જુદી કોઠા લગાડવાથી તેનાં કાર્યો મા ફેર પડે છે, તેમ મંત્રના છેડે જુદા જુદા પલ્લવો લગાડવાથી તેની શક્તિમાં ફેર પડે છે દાખલા તરીકે જે મંત્રને છેડે હૂં કે ફટ્ પલ્લવ લાગે છે તે ઉગ્ર બને છે, જે મંત્રને છેડે ઠ ઠ પલ્લવ લાગે છે તે કોમળ બને છે અને જે મંત્રને છેડે નમઃ કે સ્વાહા પલ્લવ લાગે છે તે શાંતિ કારક બને છે મા તફાવત મંત્રકારોએ પુંમંત્ર, સ્ત્રીમંત્ર અને નપુંસકમંત્રની સંજ્ઞાથી વ્યક્ત કર્યો છે

કયા મંત્રથી કેવું કાર્ય સિદ્ધ થાય? એ તેની ફલશ્રુતિ જોવાથી જાણી શકાય છે દાખલા તરીકે શાંતિસ્તવ (લઘુશાંતિ) તેના છેડે નીચેની ગાથાઓ આવે છે, તે એની ફલશ્રુતિ છે–

'આ શાંતિસ્તવન પૂર્વસૂરિઓએ ગુરુઆમ્નાય–પૂર્વક પ્રકટ કરેલા મંત્રપદોથી ગુથાયેલું છે અને તે

વિધિપુરઃસર અનુષ્ઠાન કરનારાઓને સલિલાદિ ભયોમાંથી મુક્ત કરનારું તથા ઉપદ્રવોને શાંત કરનારું છે.

જે આ સ્તવન સદા ભાવપૂર્વક ભણે છે, અન્યની પાસેથી ભાવપૂર્વક સાંભળે છે, તેમજ મંત્રયોગના નિયમ પ્રમાણે તેની ભાવના કરે છે, તે નિશ્ચય શાંતિપદને પામે છે. સૂરિ શ્રીમાનદેવ પણ શાંતિપદને પામો.'

શાંતિસ્તવ એ મંત્રમય સ્તોત્ર છે અને તેની ફલશ્રુતિ સાથે સાથે જ બતાવી છે, પણ મંત્રોની ફલશ્રુતિ સામાન્ય રીતે તેના આમ્નાય કે વિધિમાં દર્શાવેલી હોય છે.

મંત્રનો વિધિસર જપ કરવાથી એક પ્રકારની અદ્ભુત– અચિંત્ય શકિત ઉત્પન્ન થાય છે, એટલે જ મંત્રનો આટલો મહિમા છે.

## ૧૨–મંત્રમાં શક્તિ શી રીતે ઉત્પન્ન થાય છે ?

'મંત્રના વિધિસર જપથી અદ્ભુત–અચિંત્ય શકિત શી રીતે ઉત્પન્ન થાય ?' એ પ્રશ્નનો અહીં ઉત્તર આપીશું.

શબ્દ (sound) એક પ્રકારની શકિત છે, એ વાત આપણે ત્યાં બહુ પ્રાચીન કાળથી જાણીતી હતી, તેથી જ શબ્દબ્રહ્મ વગેરે શબ્દોની યોજના થયેલી છે. વિજ્ઞાને અનેકવિધ પ્રયોગો પછી આ વસ્તુને માન્ય રાખી છે, એટલે તે બાબતમાં કોઈ શંકાને સ્થાન નથી. શકિતમત્ દ્રવ્યોનું અમુક રીતે સંયોજન થાય તો તેમાંથી એક પ્રકારની અદ્ભુત શકિત ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે ગંધક, મણશીલ,

સુરોખાર વગેરે મેળવવાથી દારૂ ઉત્પન્ન થાય છે અને તે એક ધડાકે મજબૂતમા મજબૂત દિવાલોના ભૂકા ઉડાડી દે છે અણુબોબ, હાઈડ્રોજન બોબ વગેરે તેના પ્રત્યક્ષ પ્રમાણો છે 'સમસ્ત રસાયણશાસ્ત્રની રચના આ સિદ્ધાત પર જ થયેલી છે, એટલે અક્ષરોના વિશિષ્ટ સયોજનથી એક પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય, એમા કઇ આશ્ચર્ય પામવા જેવું નથી

જૈન મહર્ષિઓએ મત્રવ્યાકરણ રચ્યુ છે, તેમા દરેક અક્ષરની કેવી શક્તિ છે અને તે કેવા સ્વરૂપે પ્રકટ થાય છે, તે બતાવ્યુ છે દાખલા તરીકે અ ની શક્તિ વિષે તેમણે કહ્યુ છે કે 'घृत्तासन गजवाहन हेमवर्णं कुकुमगन्ध लवणस्वादु जम्बूद्वीपविस्तीर्णं चतुर्मुख अष्टवाहु कृष्णलोचन जयमुकुट धारिणि सितवर्णं मौक्तिकाभरण अतीवबलि गम्भीर पुल्लिंग।' જ્યારે अ ના ધ્યાનમાથી શક્તિદેવતા પ્રકટ થાય છે, ત્યારે તેનુ આસન ગોળ હોય છે, વાહન ગજનુ હોય છે, વર્ણ સુવર્ણ જેવો પીળો હોય છે, ગધ કેશરના જેવો હોય છે,

× પ્રથમ મત્રવ્યાકરણનો ભાગ વિદ્યાનુશાસન ગ્રથમા અમારા જોવામા આવ્યો હતો પછી મત્ર સબધ-સશોધન માટે દક્ષિણ કનડનો પ્રવાસ કર્યો, ત્યારે મૂડબિદ્રીના પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓના ભડારમાં તેની એક સ્વતત્ર પ્રતિ જોવામાં આવી હતી તે વખતે પ. ભુજબલિ શાસ્ત્રી અને બીજા એક પડિત આમારી સાથે હતા તેમની પાસે કન્નડ લિપિમા લખાયેલી એ પ્રતિનો અત ભાગ વચાવતા તેના રચયિતા તરીકે આચાર્ય સમતભદ્રનુ નામ મળી આવ્યુ હતુ. હાલ આ મત્રવ્યાકરણની નકલ અમારી પાસે મોજૂદ છે

સ્વાદ કંઈક ખારાશવાળો હોય છે, તેનો વિસ્તાર જબૂ દ્વીપ જેટલો મોટો હોય છે, તેને ચાર મુખ અને આઠ ભુજાઓ હોય છે, તેના નેત્રો કાળા રંગના હોય છે, જય મુકુટ ધારણ કરેલો હોય છે, શ્વેત વર્ણના મોતીના આભરણો ધારણ કરેલા હોય છે, તે અત્યંત બળવાન હોય છે, ગભીર હોય છે અને પુલ્લિગ હોય છે'

મદ્રાસ હાઈકોર્ટના નિવૃત્ત જજ મી વુડોફ કે જેમણે પોતાના પાછલા જીવનનો બધો સમય શૈવ તંત્રોના સંપાદન અને વિવેચન પાછળ કાઢયો છે, તેમને પ્રથમ આ વિષયમા શ્રદ્ધા ન હતી, પણ મદ્રાસ કે તેની આસપાસના એક તાત્રિક પંડિત સાથે પરિચય થતા તેમને આ વિષયમા રસ ઉત્પન્ન થયો પછી તેમણે એક વખત એ તાત્રિક પંડિતને કહ્યુ કે 'અમુક બીજમંત્રમા અમુક શક્તિ હોય છે, એવા વિધાનમા મારી શ્રદ્ધા બેસતી નથી હ્રીં બોલીએ તો શુ અને ક્લીં બોલીએ તો શુ ? એ તો શબ્દોચ્ચારણની બાબત છે' ત્યારે તાત્રિક પંડિતે કહ્યુ કે 'જેમ બધા મનુષ્યો સરખા હોતા નથી, બધા પશુઓ સરખા હોતા નથી અને બધા વૃક્ષો પણ સરખા હોતા નથી, તેમ બધા અક્ષરો સરખા હોતા નથી તે દરેકની શકિત ભિન્ન ભિન્ન હોય છે તેના સંયોજનથી જે ચમત્કારિક પરિણામ આવે છે, તેને મહર્ષિઓએ બીજમંત્રની શકિત કહી છે આ વિષયમા આપને જે શંકા થઈ, તેનુ હુ હમણા જ પ્રયોગદ્વારા નિરાકરણ કરી આપુ છુ' પછી

તેમણે એક લાકડાના કકડાને સામે મૂકયો અને 'ર' એટલે અગ્નિબીજનો જપ કરવા માડયો એ બીજ એમને સિદ્ધ હતુ, એટલે થોડી જ વારમા તે લાકડામા અગ્નિ ઉત્પન્ન થયો અને તે સળગવા લાગ્યુ આ પ્રયોગ જોયા પછી શ્રી વુડ્રોફને આ વિષયમા મજબૂત શ્રદ્ધા બેઠી અને તેમણે આર્થર એવેલોનના સાકેતિક નામથી શૈવમતના તત્ર-ગ્રથોનુ સપાદન-સશોધન-વિવેચન કરવા માડયુ આજે તેમના એ વિષયના ગ્રથો મુમુક્ષુઓની મત્રજ્ઞાનવિષયક તૃષાને સારી રીતે છીપાવે છે કમમા કમ એ ગ્રથોએ અમારી મત્રજ્ઞાનવિષયક તૃષાને સારી રીતે છીપાવી હતી તેમણે વર્ણમાલા ઉપર 'A garlend of letters- એ ગાર્લેન્ડ ઓફ લેટર્સ' નામનુ પુસ્તક લખ્યુ છે, તે શબ્દશકિત પર સારો પ્રકાશ પાડે છે

પૂનાની ઓકટટ રીચર્સ કોલેજના પ્રિન્સીપાલ શ્રી કરમરકરે વર્ણમાતૃકાશક્તિ એટલે અક્ષરશકિત ઉપર વડોદરામા અતિ મનનીય ભાષણ કર્યું હતુ તેમા તેમણે કહ્યુ હતુ કે વર્ણમાલાના મૂળાક્ષરો કેવલ ઔપચારિક જ નથી, પણ મત્રશકિતની સાથે અતિ ગાઢ સબધ ધરાવે છે વર્ણમાલાનો પ્રત્યેક અક્ષર મનુષ્યના શરીર પર ઉચ્ચાર પ્રમાણે પોતાનો વિશિષ્ટ પ્રભાવ પાડે છે આ પછી તેમણે ભિન્ન ભિન્ન વર્ણોચ્ચાર વડે કેવી અસર થાય છે, તેના કેટલાક પ્રયોગો કરી બતાવીને પોતાના મતવ્યની પુષ્ટિ કરી હતી. તેમણે ય ર લ વ શ ષ સ અને હ વર્ણો પૈકી ર અક્ષર પર વિશેષ ભાર મૂકી તેનું બિદુસહિત એટલે

ર ઉચ્ચારણ એક હજારવાર કરવાથી શરીરની ગરમી એક ડીગ્રી વધી જાય છે, તે પણ દર્શાવી આપ્યુ હતુ એટલે મંત્રવિશારદોએ બીજ વગેરેની જે રચના કરેલી છે, તે અત્યંત રહસ્યમયી છે, એ નિશ્ચિત છે

થોડાક વર્ષ પહેલા અમે એક ત્યાગી મંત્રસાધકને મળ્યા તેઓ મોટા ભાગે ૐકારની જ ઉપાસના કરતા હતા તેમણે અમને ઈ ઈ, ઉ ઉ વગેરે સ્વરોનો ઉચ્ચાર કરવાથી શરીરના કયા ભાગો પર કેવી અસર થાય છે, તે બતાવ્યુ હતુ અને તેથી રોગનિવારણની બાબતમા આ મંત્રાક્ષરો કેવો ફાયદો કરી શકે તે પણ જણાવ્યુ હતુ અમે અમુક મંત્રોથી અમુક રોગોનુ નિવારણ થાય એ વાચ્યુ હતુ, તેની આ પ્રસંગોથી વિશેષ ખાતરી થઈ અને કેટલાક પ્રયોગો કરી જોયા ઉવસગ્ગહર સ્તોત્રનો અમુક વખત પાઠ કરવાથી તાવ ઉતારી શકાય છે, એવો અનુભવ તો અમને ઘણા વખત પહેલા જ થયો હતો પછી મંત્ર પાઠથી આધાશીશી અને માથાનો સખ્ત દુખાવો કે જેના માટે મોટા મોટા ડોકટરોએ હાથ ધોઈ નાખ્યા હતા, તે મટાડવાનો પ્રયોગ કર્યો અને તે પણ સફળ થયો

જ્યારે તન્મયતાપૂર્વક મંત્રનો જપ ચાલતો હોય છે, ત્યારે આપણા શરીરમા એક પ્રકારનો શક્તિસંચાર થતો હોય, એવો અનુભવ થાય છે આ બધી વસ્તુઓ એમ બતાવે છે કે વિશિષ્ટ પ્રકારના શબ્દસંયોજન વડે મંત્રમા અદ્‌ભુત–અચિંત્ય શક્તિ પેદા થાય છે

## ૧૩–મંત્રબીજો

મંત્રસાધનમાં વપરાતા કેટલાક બીજો નીચે મુજબ છે —

ॐ—પ્રણવબીજ, ધ્રુવબીજ, વિનયબીજ કે તેજોબીજ.

ह्रीं—માયાબીજ, ત્રૈલોક્યબીજ, સિદ્ધિબીજ

ऐं—વાગ્બીજ, તત્ત્વબીજ

क्लीं—કામબીજ

ह्सौं ह्सौं ह्सौं—શક્તિબીજ,

क्षि—પૃથ્વીબીજ

प—જલબીજ

स्वा—વાયુબીજ

हा—આકાશબીજ

क्रों—અંકુશબીજ

फट्—વિસર્જન અને ચલનબીજ

वषट्—દહનબીજ

वौषट्—આકર્ષણ અને પૂજાગ્રહણબીજ

संवौषट्—આકર્ષણબીજ

ब्लूँ—દ્રાવણબીજ

ब्लैं—આકર્ષણબીજ

ग्लौं—સ્તંભનબીજ

क्ष्वीं—વિષાપહારબીજ

ठः—ચંદ્રબીજ

घ—મારણ અને ગ્રહણબીજ

द्रां द्रीं क्लीं ब्लूं स—આ પાંચ બાણબીજ છે

हूँ—દ્વેષ અને વિદ્વેષણબીજ.

स्वाहा—શાંતિબીજ

स्वधा—પૌષ્ટિકબીજ

हम्ल्व्र्युं—પિંડબીજ.

नमः—શોધનબીજ

ह—ગગનબીજ

श्रीं—લક્ષ્મીબીજ

अर्हं—જ્ઞાનબીજ

ल—તત્રબીજ

क्ष्वीं—સોમબીજ

આ બીજોને માટે કેટલાક સાંકેતિક નામો વપરાય છે જેમકે—

ओङ्कारोवर्तुलस्तारो, वामश्च हंसकारणम् ।
मन्त्राद्य प्रणव सत्य, बिन्दुशक्तिस्त्रिदैवतम् ॥
सर्वबीजोत्पादकश्च, पञ्चदेवो ध्रुवस्त्रिक ।
सावित्री त्रिशिरो ब्रह्म, त्रिगुणो गुणजीवक ॥
आदिबीज वेदसारो, वेदबीजमत परम् ।
पञ्चरश्मिस्त्रिकूट च, त्रिभवो भवनाशन ॥
गायत्रीबीज-पञ्चाशौ, मन्त्रविद्याप्रसू प्रभु ।
अक्षर मातृकासूश्चानादिरद्वैतमोक्षदौ ॥

છે. તાત્પર્ય કે કોઇ મંત્ર મળી ગયો તેટલાથી કામ સરતું નથી, પણ તેનો વિધિ બરાબર જાણવો જોઈએ ને વિધિ બરાબર જાણવામાં ન આવે તો મંત્રસિદ્ધિ થાય શી રીતે! પરંતુ મંત્રવિદો આ વિધિ એકદમ પ્રકટ કરતા નથી, એટલું જ નહિ પણ જેણે મંત્રદીક્ષા ગ્રહણ કરેલી નથી, તે સિવાયના અન્ય મનુષ્ય સાથે એની વાત પણ કરતા નથી

અમે વારાણસીમાં એક વિદ્વાન ગૃહસ્થને મંત્ર-શાસ્ત્રમાં અતિ નિપુણ અને સાધના કરનાર જાણી તેમને મળવા ગયા હતા તેઓ લલિતાસહસ્રનામ પર અતિ સુંદર મંત્રમય ટીકા લખનાર શ્રી ભાસ્કરાચાર્ય મકખીની પર પરાને માનનારા હતા, એટલે અમે પ્રથમ વાત એમના પર છેડી અને તે એમણે પ્રેમપૂર્વક કરી પરંતુ જ્યારે મંત્રામ્નાય અને સિદ્ધિ વગેરે અંગે પ્રશ્નો કર્યા, ત્યારે તેમણે કહ્યું કે 'માફ કરજો, આ વિષય પર તમારી સાથે વાત કરી નહિ શકું, કારણ કે તમે અમારા સંપ્રદાય પ્રમાણે મંત્રદીક્ષા લીધેલી નથી.' બંગાળ અને ગુજરાતના તાન્ત્રિકો સાથે વાર્તાલાપ કરતાં પણ આવો જ અનુભવ થયો હતો

આમ છતાં નિરાશ થવાનું કંઈ કારણ નથી, કારણ કે આ વિષય ઉપર આપણા મહાપુરુષોએ ઘણું સાહિત્ય લખેલું છે અને તેમાં મંત્રના આમ્નાયો કે વિધિ દર્શાવેલા છે, તેમ જ આ વિષયના ખાસ કલ્પો પણ લખેલા છે થોડાં વર્ષ પહેલાં અમે આ સાહિત્યની નામાવલી ઘણા પરિશ્રમપૂર્વક તૈયાર કરી હતી, તેની સંખ્યા ૫૦૦ સુધી

પહોંચી હતી. આ પરથી પાઠકોને તેની વિપુલતાનો ખ્યાલ આવી શકશે આ સાહિત્ય જુદા જુદા ભંડારોમાં તથા જુદી જુદી વ્યક્તિઓના કબજામાં પડેલું છે બનારસ સંસ્કૃત કોલેજમાં હસ્તલિખિત સંસ્કૃત પ્રતિઓનો મોટો સંગ્રહ છે, તેમાં ૧૦૦૦ પ્રતિઓ માત્ર તાંત્રિક વિષય પર એટલે મંત્ર, યંત્ર અને તંત્ર પર જ સંગ્રહાયેલી છે બૌદ્ધ તંત્રોનો મોટો સંગ્રહ બિહારમાં નાલંદા રીસર્ચ ઈન્સ્ટીટ્યુટમાં જોઈ શકાય છે કે જ્યાં સિલોન, બ્રહ્મદેશ, કંબોડિયા, ચીન તથા ટીબેટમાંથી આ વિષય પરના પુસ્તકો ભેટ આવેલા છે

મંત્રસાધનનો વિધિ એક જ પ્રકારનો હોતો નથી. તેમાં અનેક સંપ્રદાયો પ્રવર્તે છે, એટલે આ જ સાચું ને તે ખોટું કે તે સાચું અને આ ખોટું એમ કહેવું મુશ્કેલ છે એમાં તો અનુભવીઓનો જે અભિપ્રાય હોય તે જ માન્ય રાખવો જોઈએ.

વૈદિક તાંત્રિકોએ ભારતવર્ષના ત્રણ વિભાગ કરેલા છે અશ્વક્રાંત, વિષ્ણુક્રાંત અને રથક્રાંત અને તે દરેકના ૬૪–૬૪ વિશિષ્ટ તંત્રો માનેલા છે, એ ઉપરના વિધાનની પુષ્ટિ કરે છે

જૈનમાં પણ શ્વેતામ્બર અને દિગમ્બરની મંત્રસાધન–પદ્ધતિમાં ફેર જોવામાં આવે છે, એટલે એક જ મંત્રનું સાધન જુદી જુદી રીતે થાય છે શ્રી હેમચંદ્રાચાર્યે યોગ–શાસ્ત્રના આઠમા પ્રકાશમા અને શ્રી શુભચંદ્રાચાર્યે જ્ઞાનાર્ણ–

વના આડત્રીશમા પ્રકરણમા અનેક મત્ર વિદ્યાઓનો નિર્દેશ કરેલો છે નમસ્કારમત્ર ઉપર અનેક કલ્પો રચાયેલા છે વળી તેના પર સ્તોત્ર, સ્તવન, સ્વાધ્યાય વગેરેની રચના પણ મોટા પ્રમાણમા થયેલી છે × લોગસ્સ સૂત્ર અને નમોત્થુણ સૂત્ર અગે પણ ખાસ કલ્પો રચાયેલા છે. ઉવસગ્ગહર સ્તો ઉપર પણ મત્રમય અનેક વૃત્તિઓ રચાયેલી છે સતિકર સ્તોત્ર, તિજયપહુત્ત સ્તોત્ર અને નમિઊણસ્તોત્ર ઉપર પણ આમ્નાયદર્શક ખાસ વૃત્તિઓ રચાયેલી છે. ભક્તામર સ્તોત્ર પર અનેક વૃત્તિઓ રચાયેલી છે અને તેમા દરેક ગાથામાંથી થતો મત્રોદ્ધાર તથા તેના યત્રો પણ આપેલા છે કલ્યાણ મદિર પર પણ મત્રમયવૃત્તિની રચના થયેલી છે ઉપરાત સૂરિમત્ર, વર્ધમાનવિદ્યા, ઋષિમંડલ તથા સિદ્ધચક્રજીની આરાધના અગે પણ ઘણુ સાહિત્ય રચાયેલુ છે અને શાસન દેવીઓના કલ્પો પણ રચાયેલા છે તેમા સહુથી વધારે સાહિત્ય શ્રી પાર્શ્વનાથ ભગવાનની શાસનરક્ષિકા શ્રી પદ્માવતી દેવીની આરાધના અગે લખાયેલુ છે પાઠકોની જાણ માટે તેની એક યાદી અહી રજૂ કરીએ છીએ

૧ રક્તપદ્માવતીકલ્પ
૨ રક્તપદ્માવતીવૃદ્ધપૂજનવિધિ
૩, કામેશ્વરીપદ્માવતીમત્રસાધના
૪ ભૈરવીપદ્માવતીમત્રસાધના

× આનો એક સમર્થ થોડા વખતમા જ મુબઇ-વીરોપારલેના જૈન સાહિત્યવિકાસમડળ તરફથી બહાર પડવાનો છે

૫ ત્રિપુરાપદ્માવતીમંત્રસાધના
૬ નિત્યપદ્માવતીમંત્રસાધના
૭ પદ્માવતીદીપાવતાર.
૮ પદ્માવતીકજ્જલાવતાર.
૯ મનમોહિનીપદ્માવતી વિદ્યા
૧૦ પુત્રપ્રદપદ્માવતીમંત્ર (નો વિધિ)
૧૧ પદ્માવતીસ્રોતકલ્પ
૧૨ પદ્માવતીસ્વપ્નસાધન
૧૩ પદ્માવતીકલ્પલતા
૧૪ પદ્માવતીમંત્રકલ્પ (શ્રી મેરુતુંગરચિત)
૧૫ ભૈરવપદ્માવતી કલ્પ (શ્રીમલ્લિષેણસૂરિ)

શ્રી પદ્માવતીજી અંગે સંખ્યાબંધ સ્તોત્રો, કવચો તથા સહસ્રનામ વગેરેની પણ રચના થયેલી છે

અહીં દીપાવતાર, કજ્જલાવતાર અને સ્વપ્નસાધન એ શબ્દોનો પ્રયોગ થયેલો છે, એટલે તે અંગે થોડું સ્પષ્ટીકરણ કરીશું દેવીનું આવાહન કરતા તે દીપશીખામાથી પ્રકટ થાય તેને દીપાવતાર કહેવાય દેવીનું આવાહન કરતા તે અમુક વસ્તુના બનાવેલા કજ્જલમાં આવે અને તેના પર એકાગ્ર દૃષ્ટિ કરનારને દૂરસુદૂર શું બની રહ્યું છે તથા શું બનશે ? તેનું આબેહૂબ દૃશ્ય બતાવે તેને કજ્જલાવતાર કહેવાય અહીં પ્રાસંગિક એ ખુલાસો પણ કરી દઈએ કે આ રીતે દેવીનું આવાહન કરતા જલભરેલા કુંભમાથી

તે પ્રકટ થાય તેને જ્વલાવનાર કહેવાય અને આવાહન
વાથી પુષ્પના સમૂહમાં આવી તેની જુદી જુદી ક્રિયા
બનાવે તેને પુષ્પાવતાર કહેવાય કે જેનો એક દાખલો
'મંત્રસાધન આજે પણ ફળ આપે છે,' એ વિષ
વર્ણન કરતી વખતે આપી ગયા છીએ સ્વપ્નસાધન
સ્વપ્નમાં આવીને આપણી સાથે વાતચીત કરે કે પૂ
પ્રશ્નનો જવાબ આપે

## ૧૫–મંત્રોપાસકના પ્રકારો

મંત્રોપાસક ત્રણ પ્રકારના હોય છે ઉત્તમ, મ
અને કનિષ્ટ તેમાં જે મંત્રસાધક માત્ર કર્મની નિર્જરા માટે
કે આત્માનો સાક્ષાત્કાર થવા માટે મંત્રસાધના કરે છે
તે ઉત્તમ ગણાય છે જે મંત્રસાધક સકામબુદ્ધિથી પિતૃ
ઋષિ, દેવતા વગેરેની ઉપાસના કરે છે, તે મધ્યમ ગણાય
છે અને જે મંત્રસાધક હલકો સ્વાર્થ સાધવા કે બીજાને
નુકશાન પહોંચાડવા મંત્રસાધના કરે છે, તે કનિષ્ઠ ગણાય છે

## ૧૬–મંત્રસાધનનાં અંગ–પ્રત્યંગો

મંત્રસાધનના અંગપ્રત્યંગો અનેક છે તે બધાનો
વિસ્તૃત પરિચય આપવાનું આ સ્થાન નથી, એટલે તેની
સારભૂત બાબતો જ અહીં રજૂ કરીશું

મંત્રસાધન માટે સહુથી પ્રથમ તો સારું સ્થાન
જોઈએ 'સારું સ્થાન કોને કહેવું ?' તેનો ઉત્તર યોગ
સંહિતામાં આ પ્રમાણે આપ્યો છે –

गोमयेन यथा स्थानं कायो गंगोदकेन च ।
पंचशाखायुतो देशस्तथा सिद्धिप्रदायकः ॥
गोशाला वै गुरोर्गेहं देवायतनकाननम् ।
पुण्यक्षेत्रं नदीतीरं सदा पूतं प्रकीर्तितम् ॥

'જેમ કાયાની શુદ્ધિ ગંગોદકથી થાય છે, તેમ સ્થાનની [શુ]દ્ધિ ગાયનું છાણ લીંપવાથી થાય છે આવું સ્થાન પંચ[શા]ખાયુક્ત એટલે પીંપળો, વડ, બીલી, આંબલી અને [અ]શોક એ પાંચ વૃક્ષવાળું અથવા ગમે તે પાંચ વૃક્ષોવાળું [હો]ય તે સિદ્ધિ આપનારું થાય છે તેમજ ગૌશાલા, ગુરુનું [ઘ]ર, (આ વસ્તુ ગૃહસ્થ ગુરુની અપેક્ષાએ કહી છે પણ [જ્યાં] ગુરુ ત્યાગી હોય ત્યાં ઉપાશ્રય વગેરે સમજવું) [દેવ]મંદિર, વનપ્રદેશ, કોઈ પણ તીર્થભૂમિ તથા નદીનો તીર [વગે]રે સ્થાનો હમેશાં પવિત્ર સમજવામાં આવે છે, એટલે [તે] પણ મંત્રસાધન માટે ઉત્તમ ગણાય.'

જ્યાં આવી અનુકૂળતા ન હોય ત્યાં મકાનનો એક [જુ]દો ઓરડો પસંદ કરી તેને જળ વગેરેથી શુદ્ધ કરી તેનો ઉપયોગ પણ કરી શકાય

આ સ્થાનમાં ધૂપ કરવો જોઈએ, ઘીનો [illegible] [illegible] [પ્ર]ટાવવો જોઈએ, આસોપાલવ વગેરેનું તોરણ [illegible] તથા પુષ્પમાળા લટકાવવી જોઈએ [illegible] અને પવિત્ર બનાવવું જોઈએ

મંત્રસાધનના અંગમત્યંગો [illegible]

છે, પણ તે બધાનો સમાવેશ પાંચ અંગોમાં કરી શાક્ત
પૂજા, સ્તોત્ર, જપ, ધ્યાન અને સમાધિ (લય) આ
ઉત્તરોત્તર વિશુદ્ધ છે તે માટે મંત્રવિશારદોએ કહ્યું છે

पूजाकोटिसमं स्तोत्रं, स्तोत्रकोटिसमो जप ।
जपकोटिसमं ध्यान, ध्यानकोटिसमो लय ॥

'કોડવાર પૂજા કરવામાં આવે તેટલું ફળ સ્તોત્ર
છે કોડવાર સ્તોત્ર બોલાવવામાં આવે તેટલું ફળ જપનું
કોડવાર જપ કરવામાં આવે તેટલું ફળ ધ્યાનનું છે
કોડવાર ધ્યાન કરવામાં આવે તેટલું ફળ સમાધિ કે લયનું'

પૂજા માટે પાંચ પ્રકારની શુદ્ધિ અપેક્ષિત છે
માટે મંત્રવિશારદોએ કહ્યું છે કે–

आत्मास्थान मन्त्रद्रव्य देवशुद्धिस्तु पञ्चमी ।
यावन्न कुरुते देवि । तस्य देवार्चनं कुत ॥

'આત્મશુદ્ધિ, સ્થાનશુદ્ધિ, મંત્રશુદ્ધિ, દ્રવ્યશુદ્ધિ
દેવશુદ્ધિ ન કરવામાં ન આવે ત્યાં સુધી હે દેવિ! દે
અર્ચન ક્યાંથી થાય? અર્થાત્ ન જ થાય'

વળી એ શબ્દો પણ સ્પષ્ટ કહ્યા છે કે 'पञ्च
વિના પૂજા હ્યભિચારાય कल्पते–પંચશુદ્ધિ કર્યા વિના
કરવામાં આવે તો અનિષ્ટ પરિણામ આવે છે'

સારી રીતે સ્નાન કરવું, ભૂતશુદ્ધિ કરવી, પ્રાણ
કરવો તથા ષડંગન્યાસ કરવો તેથી આત્મશુદ્ધિ થાય

વધાનમાં કાર્યસિદ્ધિ માટે મન્ત્રના અગિયાર પ્રયોગો નીચે પ્રમાણે બતાવ્યા છે—(૧) ગ્રથિત, (૨) સંપુટ, (૩) ગ્રસ્ત, (૪) સમસ્ત, (૫) વિદર્ભિત, (૬) આક્રાન્ત, (૭) આદ્યન્ત, (૮) ગર્ભિત, (૯) સર્વતોમુખ, (૧૦) યુક્તિવિદર્ભિત અને (૧૧) વિદર્ભગ્રથિત

મન્ત્રના એક એક અક્ષરમા સાધ્ય નામનો એક એક અક્ષરપ્રયોગ કરવો તે ગ્રથિતપ્રયોગ કહેવાય સંપૂર્ણ મંત્ર બોલ્યા પછી સાધ્યનામ બોલવુ તે સંપુટપ્રયોગ કહેવાય આદિ અને અંતે અર્ધ અર્ધ મંત્ર બોલી મધ્યમા સાધકનુ સંપૂર્ણ નામ બોલવુ તે ગ્રસ્તપ્રયોગ કહેવાય પ્રથમ સાધ્યનામ અને પછી મંત્ર બોલવો તે સમસ્ત પ્રયોગ કહેવાય બબ્બે મંત્રાક્ષરો અને એક સાધ્યનો અક્ષર રાખવો તે વિદર્ભિત પ્રયોગ કહેવાય. મંત્રાક્ષરની વચ્ચે સાધ્ય નામ રાખવુ તે આક્રાન્તપ્રયોગ કહેવાય. પહેલા એક વાર મંત્ર બોલી, મધ્યમા સાધ્ય રાખી છેલ્લે પણ મંત્ર બોલવો તે આદ્યન્તપ્રયોગ કહેવાય પહેલા અને છેલ્લા બે બે વાર મંત્ર ભણી સાધ્યને મધ્યમા રાખવો તે ગર્ભિતપ્રયોગ કહેવાય પહેલા ત્રણવાર મંત્ર બોલી વચમા સાધ્ય રાખી છેલ્લા ત્રણવાર મંત્ર બોલવો તે સર્વતોમુખપ્રયોગ કહેવાય પહેલા મંત્ર, પછી નામ, પાછો મંત્ર એમ ત્રણવાર બોલવુ તે યુક્તિવિદર્ભિત પ્રયોગ કહેવાય બબ્બેવાર મંત્ર બોલી એક એક સાધ્યનો અક્ષર લેવો તે મંત્રવિદર્ભિત પ્રયોગ કહેવાય

જુદાં જુદાં કાર્યો અંગે આ જાતના પ્રયોગો થાય

છે, પરંતુ જે સિદ્ધ કે શાશ્વત મંત્રો છે, તેને તો શુદ્ધ માનીને જ જપાદિ ક્રિયા કરવાની છે દાખલા તરીકે નમસ્કારમંત્ર તેમાં અકારાદિ અક્ષરો ઉમેરવાની કે ઉત્ક્રમથી બોલવાની કોઈ આવશ્યકતા નથી. સિદ્ધ મંત્રો તથા બીજા પણ અનેક મંત્રો માટે મંત્રવિશારદોએ અપવાદ કરેલા છે, તેથીજ અમે આ પ્રમાણે જણાવીએ છીએ.

પૂજાની સામગ્રી ઉત્તમોત્તમ લાવવી તે દ્રવ્યશુદ્ધિ કહેવાય છે તેની 'ૐ અસ્રાય ફટ્' વગેરે મંત્ર બોલીને તથા ધેનુમુદ્રા દર્શાવીને વિશેષ શુદ્ધિ કરવામાં આવે છે

જે દેવી કે દેવતાનું મંત્રસાધન કરવાનું હોય તેને પધરાવવા માટે ખાસ પીઠ એટલે સિંહાસન હોવું જોઈએ. તેના પર અમુક મંત્ર બોલીને દેવી કે દેવતાની સ્થાપના કરવી અને પૂજાની સર્વ સામગ્રી એકત્ર કરીને દેવી કે દેવતાનું દીપ, ધૂપ તથા ઉદક એટલે જળથી ત્રણ વાર પ્રોક્ષણ કરવું તે દેવશુદ્ધિ કહેવાય છે

પૂજાના દ્રવ્યપૂજા અને માનસપૂજા એવા બે પ્રકારો છે તેમાં દ્રવ્યપૂજાના ઉપચારો ત્રણ પ્રકારના છે (૧) પંચોપચાર, (૨) ષોડશોપચાર અને (૩) રાજોપચાર

ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યથી પૂજન કરવું તે પંચોપચાર કહેવાય છે, પાદ્ય,[૧] અર્ઘ્ય,[૨] આચમન,[૩] સ્નાન,[૪] વસ્ત્ર,[૫] ભૂષણ,[૬] ગંધ,[૭] પુષ્પ,[૮] ધૂપ,[૯] દીપ,[૧૦] નૈવેદ્ય,[૧૧] આચમન,[૧૨] તાંબૂલ,[૧૩] અર્ચન-સ્તોત્ર,[૧૪]

તર્પણ,[૧૫] અને નમસ્ક્રિયા,[૧૬] એ ષોડશોપચાર કહેવાય છે, અને સાઠ કે તેથી પણ વધારે ઉપચારોથી પૂજા કરવી તે રાજોપચાર કહેવાય છે

આ દરેક ઉપચારના જુદા જુદા ફળો મન્ત્રમહાર્ણવ, શૈવરત્નાકર વગેરે ગ્રંથોમા દર્શાવેલા છે તે મુમુક્ષુએ ત્યાથી જોઈ લેવા

પૂજા કર્યા પછી સ્તોત્ર, હૃદય, કવચ, અષ્ટોત્તરશત નામ અને સહસ્રનામનો પાઠ કરવો તે સ્તોત્રવિધિ કહેવાય છે આ સ્તોત્રાદિ જેટલા ઉત્તમ તેટલી દેવતાની પ્રસન્નતા વહેલી પ્રાપ્ત થાય છે

સ્તોત્રવિધિ પછી સાધકે મૂલમન્ત્રનો જપ કરવો જોઈએ આ જપના ત્રણ પ્રકારો છેઃ વાચિક, ઉપાંશુ અને માનસ તેમા જે જપ બીજા સ્પષ્ટ સાભળી શકે એવી સ્પષ્ટ વાણીથી બોલવો તે વાચિક કહેવાય છે જે જપ બીજા કઈક સાભળી શકે તે ઉપાંશુ કહેવાય છે અને જે જપ માત્ર સાધક પોતે જ જાણી શકે તે માનસ જપ કહેવાય છે આ જપ અગે મન્ત્રવિશારદોએ કહ્યુ છે કે—

> नोच्चैर्जप सकुर्यात् रह कुर्यादतद्रित ।
> समाहितमनास्तूर्ष्णी मनसा वापि चिंतयेत् ॥
> विधियज्ञाज्जपयज्ञो, विशिष्टो दशभिर्गुणै ।
> उपांशुस्यान्छतगुण साहस्रो मानसो स्मृत ॥

(૧) જપ બહુ મોટેથી બોલીને કરવો નહિ
(૨) એકાત જગામા બેસીને કરવો

(૩) અનિદ્રિત થઈને કરવો, એટલે ઝોકા ખાતા ખાતા જપ કરવો નહિ

(૪) સ્વસ્થ ચિત્તે કરવો, એટલે કે જપસંખ્યા ક્યારે પૂરી થશે? એવી ઉત્સુકતા રાખવી નહિ

(૫) તોષ ધારણ કરવો, એટલે જપ કરતી વખતે તેનું શું ફળ મળશે? અથવા મળશે કે નહિ? આદિ કોઈ વિકલ્પને ખડા થવા દેવો નહિ કે જેના લીધે અસંતોષ ઉદ્ભવે અને જપનો તાર તૂટી જાય.

(૫) અથવા જપ માત્ર મનથી જ કરવો, કારણ કે શાસ્ત્રમા જે યજ્ઞ-યાગ કહેલા છે તેના કરતા ભાષ્યજપનું ફળ દશગણું છે, ઉપાંશુજપનુ ફળ સોગણું છે અને માનસજપનુ ફળ હજારગણું છે

મંત્રવિશારદોએ 'जपात्सिद्धिर्जपात् सिद्धिर्जपात् सिद्धिर्न संशय ' એ વાક્ય ઉચ્ચારીને જપનું માહાત્મ્ય પ્રકાશ્યું છે તે મંત્રજપ બરાબર થાય તો તેનાથી અવશ્ય સિદ્ધિ મળે છે, એ એમનો સ્પષ્ટ અભિપ્રાય છે તેથી મંત્રસાધકે મંત્રનો જપ ઉપર પ્રમાણે જે સૂચનાઓ કરી છે, તે લક્ષમા રાખીને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કરવો

ધ્યાન બે પ્રકારે થાય છે પ્રથમ મંત્રના દરેક અક્ષરનુ, પછી દેવતાનુ અક્ષરોનુ ધ્યાન ધરતા જ્યારે બધા અક્ષરો સ્પષ્ટ અને અખંડિત જણાય તથા તેના વિષે જે જે રંગોની ધારણા કરી હોય તે અસ્ખલિત રહે ત્યારે અક્ષરધ્યાન

બરાબર થયું કહેવાય આ ધ્યાન આગળ વધે છે, ત્યારે દરેક અક્ષર અત્યંત જ્યોતિર્મય દેખાય છે અને મન તેમાં લીન થવા માંડે છે મંત્રદેવતાનું ધ્યાન બરાબર ધરી શકાય તે માટે તેનું સ્વરૂપ વર્ણવવામાં આવે છે અને તેને કેટલી ભુજાઓ છે? કેવું આસન છે? કેવો વર્ણ છે? વગેરે દર્શાવવામાં આવે છે દાખલા તરીકે શ્રી પદ્માવતી દેવીનું ધ્યાન ધરવું હોય તો નીચેની ગાથા પ્રમાણે ધ્યાન ધરી શકાય —

पाशफलवरदगजवशकरणकरा पद्मविष्टरा पद्मा ।
सा मां पातु भगवती त्रिलोचना रक्तपुष्पाभा ॥

'જેના એક હાથમાં પાશ છે, બીજા હાથમાં ફળ (બીજોરૂ) છે, ત્રીજે હાથ વરદમુદ્રાથી યુક્ત છે અને ચોથો હાથ અંકુશથી વિભૂષિત છે વળી જે પદ્મ ઉપર બેઠેલી છે, જે ત્રિલોચનવાળી છે અને જેના દેહનો વર્ણ રક્ત પુષ્પના જેવો છે, તે ભગવતી પદ્માવતી માતા મારું રક્ષણ કરો.'

ધ્યાન પછી સમાધિ કે લયનો અધિકાર છે પ્રથમ સાધકને મન, મંત્ર અને દેવતા ભિન્ન ભિન્ન સ્વરૂપે જણાય છે, પણ જ્યારે તેનું ધ્યાન સિદ્ધ થાય છે, ત્યારે મન, મંત્ર અને દેવતા ત્રણેનો ભેદ લય પામી જાય છે, એટલે કે તે ત્રણે તદાકાર બની જાય છે અને ત્યારે જ મંત્રની સિદ્ધિ થાય છે

## ૧૭–કયો મંત્ર સફળ થાય? તે જાણવાની રીતિ.

મન કામના પ્રમાણે મંત્રો જુદા જુદા હોય છે તેમાથી કયો મંત્ર પોતાને ફળશે? તે જાણવા માટે અકડમ ચક્રનો

ઉપયોગ થાય છે, પરતુ સિદ્ધ મત્રોને, એકાક્ષરી મત્રોને તથા બીજા પણ કેટલાક મત્રોને આ નિયમ લાગુ પડતો નથી તેમજ મત્રવિદોનો એ અભિપ્રાય છે કે જે દેવી કે દેવતા પર પોતાની અનન્ય શ્રદ્ધા હોય તેનો મત્ર જલ્દી ફળદાયી થાય છે, તેથી એ પરિસ્થિતિમા આ ચક્રનો ઉપયોગ કરવાનો નથી

## ૧૮–કાલાદિ

મત્રથી સિદ્ધ થતા જુદા જુદા કાર્યો અગે કાલાદિ વિચાર પણ આવશ્યક છે, એમ મત્રવિદોનુ માનવુ છે. તાત્પર્ય કે શાતિક, પૌષ્ટિક, વશીકરણ, સ્તભન, આકર્ષણ, મારણ, વિદ્વેષણ તથા ઉચ્ચાટન માટે કાલ, ઋતુ, મુદ્રા, હસ્ત, અગુલિ, આસન, ધ્યાનવર્ણ, તત્ત્વ, માલા, પલ્લવ, દિશા વગેરે પણ અમુક પ્રકારનાજ હોવા જોઇએ દાખલા તરીકે શાતિક કર્મ કરવુ હોય તો તે માટે અર્ધ રાત્રિનો સમય, હેમતઋતુ, જમણો હાથ, મધ્યમા આગળી, જ્ઞાનમુદ્રા, પદ્માસન, ઉજ્જવલ (શ્વેત) વર્ણ, જલતત્ત્વ, સ્ફટીકની માલા, સ્વાહા પલ્લવ (મત્રના છેડે સ્વાહા એવો શબ્દ), પશ્ચિમદિશા અને દીપનમત્ર શ્રેષ્ઠ છે પૌષ્ટિક કર્મ કરવુ હોય તો તેને માટે પ્રભાતનો સમય, શિશિર ઋતુ, જમણો હાથ, મધ્યમા આગળી, જ્ઞાનમુદ્રા, પદ્માસન, ઉજ્જવલ વર્ણ, પૃથ્વીતત્ત્વ, મોતીની માળા, સ્વાહાપલ્લવ, નૈઋત્ય દિશા અને દીપનમત્ર શ્રેષ્ઠ છે જેની આગળ ૐકાર વગેરે હોય તે આગ્નેય કે દીપનમત્ર કહેવાય છે

## ૧૯—નમસ્કાર મહામંત્રનું આરાધન

નમસ્કાર, પંચનમસ્કાર કે પંચપરમેષ્ઠિનમસ્કારને જૈન મહર્ષિઓએ મહામંત્ર કહ્યો છે, કારણ કે તે મનુષ્યની મનોવૃત્તિઓને પાપ તરફ ઢળતી રોકીને અધ્યાત્મના ઉચ્ચ આદર્શ તરફ લઈ જવાનું અપ્રતિમ બળ ધરાવે છે તેથી જ નાના કે મોટા, ગૃહસ્થ કે સાધુ સહુ કોઈને તેનું આરાધન કરવાનો તેમનો આદેશ છે

આ આરાધન સ્મરણ, જપ અને ધ્યાન એમ ત્રણે પ્રકારે થઈ શકે છે સૂતાં, ઉઠતાં, બેસતાં ભોજનસમયે, વિદ્યારંભે કે કોઈ પણ મંગલ પ્રસંગે તેનો ત્રણ, પાંચ કે સાત વાર ઉચ્ચાર કરવો તે સ્મરણ ઇષ્ટદેવની ઉપાસના તથા સદ્‌ગુરુની સેવા કરીને શારીરિક અને માનસિક શુદ્ધિ પૂર્વક ઉત્તરાભિમુખ કે પૂર્વાભિમુખ થઈને કરાંગુલિ વડે કે માલા વડે ઓછામાં ઓછા ૧૦૮ વાર મંત્રની ગણના કરવી તે જપ છે આ વખતે ચિત્તની વૃત્તિને મંત્રાર્થમાં જોડવાથી ચિત્તનું પરિભ્રમણ અટકાવી શકાય છે મંત્રના પ્રત્યેક અક્ષર પર મનને એકાગ્ર કરતાં જવું અને છેવટે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુનું સ્વરૂપ ચિંતવવું એ નમસ્કારમંત્રનું ધ્યાન છે

મંત્રાક્ષર પર મનને એકાગ્ર કરતી વખતે તેની આકૃતિ બને તેટની વિશાળ કલ્પવી આ અક્ષરોનો વર્ણ પરમેષ્ઠીના વર્ણ મુજબ જ ચિંતવવો, એટલે नमो अरिहंताणं એ સાત અક્ષરોને શ્વેત વર્ણના ચિંતવવા, नमो सिद्धाणं

એ પાંચ અક્ષરને રક્ત વર્ણના ચિંતવવા, नमो आयरियाणं એ સાત અક્ષરને પીત વર્ણના ચિંતવવા, नमो उवज्झायाणं એ સાત અક્ષરને નીલ વર્ણના ચિંતવવા અને नमो लोए सव्वसाहूणं એ નવ અક્ષરને શ્યામ વર્ણના ચિંતવવા. બાકીના एसो पंचनमुक्कारो આદિ તેત્રીશ અક્ષરને શ્વેત વર્ણના જ ચિંતવવા, કારણ કે તેનો કર્મનિવારણ અર્થે —શાંતિકર્માર્થે વિનિયોગ છે.

આ અક્ષરો જ્યાં સુધી અસ્પષ્ટ દેખાય, અસ્થિર દેખાય તથા તેના રંગો બદલાઈ જતા દેખાય ત્યાં સુધી આપણું મન સ્થિર થયું નથી, એમ સમજવું અભ્યાસ થતાં એ અક્ષરો સ્પષ્ટ, સ્થિર અને તે તે રંગવાળા બરાબર દેખાશે

નમસ્કારમંત્રના ધ્યાનને માટે કર્ણિકાયુક્ત અષ્ટ કમલદલની કલ્પના કરવી સમુચિત છે તેમાં નીચે પ્રમાણે પદોની સ્થાપના કરવી —




એટલે પ્રથમ અરહિંત પદનું શ્વેત વર્ણે ધ્યાન ધરવું તેમાં અષ્ટમહાપ્રાતિહાર્યયુક્ત શ્રીઅરિહંતદેવને

સમવસરણમાં બેઠેલા ચિંતવવા અને તેમના ચાર મૂલ અતિશયોનો વિચાર કરવો. પછી સિદ્ધપદનું રક્ત વર્ણે ધ્યાન ધરવું તેમાં સિદ્ધ ભગવંત સિદ્ધશિલામાં વિરાજી રહ્યા છે અને અનંત અનંત સુખનો ઉપભોગ કરી રહ્યા છે એમ ચિંતવવું તથા તેમના આઠ ગુણોનો વિચાર કરવો. પછી આચાર્ય ભગવંતનું પીત વર્ણે ધ્યાન ધરવું અને તેમના છત્રીશ ગુણોનો વિચાર કરવો. ઉપાધ્યાયનું નીલ વર્ણે ધ્યાન ધરવું અને તેમના પચીશ ગુણોનો વિચાર કરવો. પછી સાધુ ભગવંતનું કૃષ્ણ વર્ણે ધ્યાન ધરવું અને તેમના સત્તાવીશ ગુણોનો વિચાર કરવો. છેવટે એવું ચિંતન કરવું કે 'આ પંચપરમેષ્ઠિને ભાવનમસ્કાર કરવાથી જ મારા સર્વ પાપનો નાશ થવાનો છે અને હું ગુણશ્રેણિએ ચડતો ચડતો છેવટે તેમના જેવો જ થવાનો છું.'

નમસ્કારમંત્રના નવલાખ જપનું પુરશ્ચરણ-અનુષ્ઠાન કરવાથી નરકગતિનું નિવારણ થાય છે અને સદ્ગતિના સ્વામી બની શકાય છે. કદાચ તેટલું અનુષ્ઠાન ન બની શકયું તો લક્ષ જપનું અનુષ્ઠાન તો અવશ્ય કરવું. તે માટે શ્રી રત્નમંદિરગણિએ કહ્યું છે કે—

> यो लक्षं जिनबद्धलक्ष्यसुमना सुव्यक्तवर्णक्रमम् ।
> श्रद्धावान् विजितेन्द्रियो भवहरं मन्त्रं जपेच्छ्रावकः ॥
> पुष्पैः श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिनं,
> यः संपूजयते स विश्वमहितः श्रीतीर्थराजो भवेत् ॥

'જે શ્રાવક શ્રદ્ધાવાન તથા વિજિતેન્દ્રિય બની, શ્રી જિનેશ્વર દેવ પ્રત્યે લક્ષ બાંધી મનશુદ્ધિથી સ્પષ્ટ

ઉચ્ચારપૂર્વક ભવહર એવા શ્રીનમસ્કારમંત્રને એક લાખવાર જપે છે અને શ્વેત સુગંધી પુષ્પથી શ્રી જિનેશ્વર દેવનું અર્ચન કરતો જાય છે, તે જગતપૂજ્ય જિનેશ્વર બને છે '

રોજના એક હજાર શ્વેત પુષ્પથી નમસ્કારના મંત્રોચ્ચારપૂર્વક શ્રી જિનેશ્વરદેવનું પૂજન કરતા ૧૦૦ દિવસે આવું અનુષ્ઠાન પૂરું થાય એ સોએ દિવસ ઇંદ્રિયજિત રહેવું જોઈએ, એટલે બ્રહ્મચર્ય પાળવું જોઈએ, અને તેટલી તપશ્ચર્યા કરવી જોઈએ અને આહાર લેવાના પ્રસંગે શુદ્ધ સાત્વિક ભોજન કરવું જોઈએ તેમજ 'મારા જીવનમાં સહુથી સુંદર તથા મોટું કાર્ય કરી રહ્યો છું' તેવી ભાવના નિરંતર ભાવવી જોઈએ

વર્તમાન કાળના ધાધલિયા જમાનામાં મુમુક્ષુઓને આટલો લાંબો સમય ન મળે તે માટે ૨૦ દિવસમાં આવું અનુષ્ઠાન સામુદાયિક રીતે કરાવવામાં આવે છે અને તેમાં ઉક્ત નિયમોના પાલનપૂર્વક એક લાખનો જપ પૂરો કરાવવામાં આવે છે તેનો અનુભવ પણ ઘણાને ઘણો સુંદર થયેલો છે, એટલે મુમુક્ષુઓએ જ્યારે પણ આવું આરાધન થવાનું હોય ત્યારે તક ઝડપી લેવી ને નમસ્કારમંત્રનો વિધિપૂર્વક એક લાખ જપ કરીને પોતાનું જીવન સફળ બનાવવું ×

× પૂ પં મહારાજશ્રી ભદ્રંકરવિજયજીએ 'નમસ્કાર મહામંત્ર' અને 'પરમેષ્ઠિનમસ્કાર' એ બે પુસ્તકો લખ્યાં છે, તે નમસ્કાર

નમસ્કારમંત્ર અધ્યાત્મનો અપૂર્વ પ્રસાદ આપે છે, તે સાથે અનેકવિધ આપત્તિઓનું નિવારણ પણ કરે છે અને સુખશાંતિથી જીવી શકાય તેવી અનુકૂળતા પણ કરી આપે છે, તેથી નમસ્કાર મહામંત્રનું સાધન-આરાધન આ લોક અને પરલોક એમ ઉભયને હિતકારી નીવડે છે અંત સમયનો સાથી પણ એ જ છે સહુ કોઈ આ મહામંત્રના સાધન-આરાધન વડે પોતાનું અભીષ્ટ સાધો એવી કામના સાથે આ નિબંધ પૂર્ણ કરીએ છીએ

ઇતિ શમ્ ।

મંત્રની શક્તિ પર ખૂબ પ્રકાશ પાડે છે નમસ્કારનું એક લાખ જાપનું સામુદાયિક અનુષ્ઠાન કરાવવાની પહેલ પણ તેમણે જ કરી છે અને આજે તેનો સુંદર પ્રચાર થઈ રહેલો છે આ વિષયમાં તેમનો સંપર્ક સાધવાથી મુમુક્ષુને ઘણું જાણવાનું મળશે

